# છેલ્લું પ્રયાણ

'પરકમ્મા'ના અનુસંધાનમાં

'ટાંચણપોથીનાં વધુ પાનાં' અને બીજા લેખો

ઝવેરચંદ મેઘાણી

મુખ્ય વિક્રેતા

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ

નવી હનુમાન ગલીને નાકે : કાલબાદેવી : મુંબઈ ૨

# નિવેદન

લગભગ અઢી વર્ષ પહેલાં મારા પિતાશ્રીએ ‘ ઊર્મિ ’ માસિકમાં ‘ ટાંચણપોથીનાં પાનાં ’ નામની લેખમાળા શરૂ કરેલી. એના પહેલા સત્તર હપ્તાઓનો ‘ પરકમ્મા ’ નામે સંગ્રહ એમણે ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં પ્રસિદ્ધ કરેલો. તે પછી પણ, ‘ પરકમ્મા ’ના અનુસંધાનમાં ‘ ટાંચણપોથીનાં વધુ પાનાં ’ એમણે નિયમિત દર મહિને ‘ ઊર્મિ ’માં આપવા ચાલુ રાખેલાં. બે-ત્રણ હજાર પાનાંની એમની ટાંચણ-પોથીઓમાં હજી ‘ પરકમ્મા ’ જેવા બે-ત્રણ બીજા સંગ્રહો થઈ શકે તેટલી સામગ્રી પડી હતી. દર મહિને લખાયે જતા એના હપ્તાઓ પૂરતા પ્રમાણમાં થતા જાય તેમ તેમ એમાંથી ‘ પરકમ્મા ’ જેવા વધુ સંગ્રહો પ્રસિદ્ધ કરતા જવાની એમની ઇચ્છા હતી. ‘ પરકમ્મા ’ને મળેલા આવકારે એમાં ઉત્સાહ પૂર્યો હતો.

પછી તો ‘ પરકમ્મા ’ના અનુસંધાનમાં ‘ ટાંચણપોથીનાં પાનાં’ના વધુ છ જ હપ્તાઓ તેઓ લખી શક્યા. એ હપ્તાઓ આ પુસ્તકના પહેલા વિભાગમાં આપ્યા છે. બીજા વિભાગમાં આપેલા ‘ બીજા લેખો ’ છૂટક છૂટક લખાયા હોવા છતાં એમનો પ્રકાર ‘ ટાંચણના પાનાં ’ના જેવો છે, અને તેથી જ અહીં એક દોરે એમને પરોવ્યા છે.

અહીં બીજા વિભાગમાં છેલ્લો મૂકેલો ‘ દક્ષિણ ગુજરાતનાં લોકગીતો ’ એ એમણે લખેલો છેલ્લો સંપૂર્ણ લેખ હતો. છેલ્લા મહિનાઓ દરમિયાન એમણે મહી-નર્મદાને તીરે તીરે પરિભ્રમણ

કરવા માંડ્યું હતું. એક બાજુથી વીસ વર્ષ પૂર્વેની ટાંચણપોથીઓ ઉલેચી ઉલેચીને સોરઠી લોકસાહિત્યની શોધનકથા તેઓ આપતા જતા હતા, તેમ બીજી બાજુ ગુજરાતની ભૂમિની પરકમ્મા કરતાં કરતાં તેનાં ટાંચણો પણ તેઓ—વિશેષતઃ તો માનસપોથીમાં જ—ટપકાવ્યે જતા હતા. કોઈક દિવસ વળી એ ટાંચણપોથીમાંથી ગુર્જર લોકસાહિત્યની શોધનકથા પણ બહાર આવત. પણ એમની એ બીજી પરકમ્મા અધૂરી જ રહી. હવે તો, પોતાના છેલ્લા લેખના છેલ્લા વાક્યમાં એમણે જે ‘ ચાનક ’ની વાત કરી છે તે ગુજરાતના જુદા જુદા પ્રદેશોના પુત્રોને વહેલેરી ચડશે એવી આશા રાખવાની રહે છે.

‘ પરકમ્મા ’માં મારા પિતાશ્રીએ બે પ્રયાણ પૂરાં કરીને ત્રીજાનો આરંભ કર્યો હતો. પણ વિધાતાએ એ ત્રીજા પ્રયાણને જ આખરી પ્રયાણ બનાવી દીધું તેથી આ પુસ્તકનું નામ ‘છેલ્લું પ્રયાણ’ રાખ્યું છે.

આ પુસ્તક એમની બીજી માસિક પુણ્યતિથિએ પ્રગટ થાય છે.

૯મી મે, ૧૯૪૭, **મહેન્દ્ર મેઘાણી**

# ‘પરકમ્મા’નું નિવેદન

*આ પુસ્તક લખાયું તેનું શ્રેય ભાઈશ્રી ઉમાશંકરને જાય છે. ‘બુદ્ધિપ્રકાશ’નું સંપાદન પોતાને સોંપાતાં એણે મને લખ્યું કે, લોકસાહિત્યના તમારા સંશોધન કાર્યમાંથી કંઈક (Chips from the workshop (કોઢયમાં પડેલાં છોડિયાં વીણીને ‘બુદ્ધિપ્રકાશ’માં આપતા જાઓ.

એ સૂચના મળતાં મેં મારી ટાંચણ–પોથીઓનાં પાનાં ઉથલાવવા માંડયાં. કટકા બટકા ને કરચો, છોલ અને છોડિયાં, ઝીણી મોટી ખરઝર પાને પાને વણવાપર્યાં પડી રહ્યાં જોયાં. આજ સુધી જે સંગ્રહો આપી ચુકયો છું તેના ઉપર નવું અજવાળું નાખે તેવી નાની મોટી વિગતો, વાર્તિકો ને ટૂચકા જડી આવ્યાં.

તદુપરાંત એક વિચાર ચમકયો; કે મારી સંશોધન–વાટ પર, મારા રઝળપાટને માર્ગે મને જે જે જીવતાં જનો વાતો કહેનારાં ભેટયાં, તેમની ઓળખાણને ગ્રંથસ્થ કરી તેમનું ચિરસ્મરણ પણ કાં ન સંઘરી લઉં.

પરિણામ આ લખાણ. ‘બુદ્ધિપ્રકાશ’માં તો એ થોડાં

---

* ‘પરકમ્મા’ વિશે લેખકે જે કાંઈ કહ્યું છે તે આ પુસ્તકને પણ લાગુ પડતું હોઈને ‘પરકમ્મા’માં એમણે કરેલું નિવેદન અહીં ઉતાર્યું છે.

પાનાનું ત્રૈમાસિક હોવાને કારણે ન આપી શકયો, પણ 'ઊર્મિ' માસિકમાં એની લેખમાળા 'ટાંચણપોથીનાં પાનાં'ના નામે ચાલુ કરી. 'ઊર્મિ'ના સંપાદકના સાંઢસામાં જો ન ચંપાયો હોત તો નફકરાઈમાં લખવાને ટેવાયો ન હોઈને આ બધો કુટારો સાત જનવારે પણ બંદા ન કરત! આ તો તકદીર બોચી ઝાલીને પાણીમાં ઝીંકે છે તેને જ આભારી છે.

આનો ઘાટ એક આત્મકથા જેવો ઊતર્યો છે, પણ એ લેખકની આત્મકથા નથી. (એવી કોઈ છેડતી સાંખી લેવા આત્મજીવન તૈયાર પણ નથી.) આ તો છે મારા વિષયની —લોકસાહિત્યની શોધનકથા. 'ઊર્મિ'ના વાચકોએ, વિદ્વાનો કે સામાન્યોના ભેદ વિના આ વાચનમાં રસ લીધો છે. જનસામાન્યને એમાં ભરપૂર પડેલા કથાપ્રસંગો રસપ્રદ થયા છે, અને અભ્યાસીઓને એમાં પ્રકટ થતી મારી શોધન-પદ્ધતિની વિગતો થકી આનંદ ઊપજ્યો છે.

આવો લેખનપ્રકાર બીજા કોઈ માણસે ખેડયો હોવાનું જાણ્યું નથી. એની અભિનવતા એ એનો ગુણ છે કે દોષ તે તો ખબર નથી. અભિનવતાનું ગુમાન આ આલેખનની પ્રેરણારૂપ નથી, પણ પચીસેક વર્ષ સુધી જે મારા પરિ-ભ્રમણોનું ધામ હતું તે ગિરિશૃંગમાલાની ફરતો એક વાર માનસિક ચક્કર લગાવતો જાઉં, એ એક જ તરંગને આભારી આ કાર્ય છે.

બોટાદ — ઝવેરચંદ મેઘાણી

૧૨ : ૨ : '૪૬

# ક્રમ



## ટાંચણપોથીનાં વધુ પાનાં



## બીજા લેખો

‘છેલ્લું પ્રયાણ’નો
પુરોગામી સંગ્રહ

# પરકમ્મા

[૧]

# એ દુનિયા હજુ દૂર નથી ગઈ

અણિયાળી આંખ્યોનો નેડો લાગ્યો માણારાજ,
વાંકડીએ નેણેનો ભામો લાગ્યો માણારાજ.

લાડી પૂછે વરલાડડા,
આવડી તે શેણે લાગી વાર?

નગર ગ્યા'તા એકલા,
ચૂંદડીઉં વોરાવતાં લાગી વાર;
અણિયાળી આંખ્યોનો નેડો લાગ્યો માણારાજ!

* * *

અગર ચંદનની રાત,
ચાંદા પૂનમની રાત,
તારોડિયો ક્યારે રે ઊગશે!

નાની વઉ! તારલો સામ,
મોંઘી વઉ! તારલો કંથ
દાદેવભા ક્યારે રે આવશે?
નેજાળો ક્યારે રે આવશે!

* * *

તરવાર જેસી ઊજળી રે ઢોલા,
તરવાર કમરમાં બિરાજે રે
પાલખીઆ વીરને,

એસી હોય તો પ્રણજો રે ઢોલા.
નીકર ફરીને પરણાવું રે,
અંતરીઆ વીરને.

*   *   *

**એવાં** વીશેક ગીતો પેન્સિલથી ટાંકયાં છે, ઠામઠેકાણું નથી, વર્ષ કે તિથિ નથી. પણ યાદદાસ્ત તો અવળચંડી છે. ચાર દિવસ પરના ગાઢા મેળાપો ભૂલી જવાય છે, મળેલાં માણસોને ફરી દીઠે ઓળખાણ પૂછવી પડે છે, ભોંઠામણ આવે છે, માફી માગવી પડે છે: બીજી બાજુ પંદર-સોળ વર્ષનો ગાળો પણ નડતો નથી એવી તાજી ને વિગતવાર સ્મૃતિઓ સંઘરાઈ રહે છે મનને કોઈક અગોચર ઠેકાણે.

અગર ચંદણની એક રાત હતી. કાઠી જુવાનનું ઘર હતું. બે બહેનો હતી. પ્રૌઢ પિતા હતા. પિતાના જોડીદાર એક ભજનિક બ્રાહ્મણ હતા.

જુવાને જમાડયો, જમાડીને પછી બહેનોને ઓરડે બોલાવી. '....ભાઈ ને કાઠી લગ્ન-ગીતો સાંભળવાં છે.' બહેનોએ અગર ચંદણની રાતના આંગણામાં લાંબી સૂરાવળ વડે ઓળીપો કરી આપ્યો.

લાંબી બિમારીએ જુવાનને ત્રણ વર્ષ પર ઉપાડી લીધેલ છે. એના જોડીદાર ભાઈનું જોધાર શરીર પણ એક દિવસ ઓચિંતું પડયું છે. ગાનારી બહેનોમાંથી મોટેરી ગઈ છે. રહી છે નાનેરી — 'પગ ઢાંકીને પિયરમાં બેઠેલી.' રહ્યા છે

પિતા—વેદનાઓને પચાવતા. આંસુને એની આંખોએ કદી ઓળખ્યું નથી.

આ વર્ણવું છું, કારણ કે સોરઠી સાહિત્યના મારા સંશોધનકાર્યનું એ 'સેટિંગ' છે. પુત્રી મૂઈ ત્યારે પિતાએ એમ નહોતું લખ્યું કે 'તેં જેને દસ વર્ષની વયથી માવિહોણી દીઠેલી તે ગઈ' કે 'ત્રણ નિરાધાર ભાંડુઓને પાંખમાં રાખીને ઉછેરનારી રક્ષનારી એક, વિશાળ રાજગઢમાં પોતાનું જાણે કશુંય નથી તેવી મૂંગી નિરાધારતાને મનમાં ઘૂંટનારી ગઈ:' કાગળમાં હતું કે 'તને કાઠી લગ્નગીતો દેનારી હીરીબેન ગઈ.'

લોકસાહિત્યનું પ્રત્યેક સ્મરણ મને એ હડાળાના દરબારગઢમાં, એ પુત્રપુત્રીઓના પિતા દરબારશ્રી વાજસુરવાળાની પાસે લઈ જાય છે. એ અને એમનો ઘનગંભીર ઉદ્‌ગાર, "well, ઝવેરભાઈ!": એ અને એમની યૌવનસંગિની સિતાર: એ અને એમનાં કલાપી-સ્મરણો: એ અને કેકારવની કઈ કૃતિ કયા પ્રસંગે રચાયેલી તેની માહિતી: એ અને શોભનાને પોતે લાઠીના રાજગઢમાં પહેલી પ્રથમ બાનડી રૂપે ક્યારે જોયેલી તે પ્રસંગ: એ અને કલાપીના શોભના સાથેના લગ્નવાળા ભેદક બનાવનો એમને પોતાને ઘેર જે કરુણ પડઘો પડેલો તેનો ચિતાર:—

*

એમના જ શબ્દોમાં કહું છું: "એક દિવસ લાઠીના દરબારગઢમાં ઠાકોર સાહેબ (કલાપી) સાથે જમવા બેઠો હતો. તે વખતે બામાને (કલાપીની પુત્રીને) કેડે તેડીને એક

છોકરી ત્યાં આવી. કલાપી અને એ છોકરીની ઝાંખ મળતી આવી. કાંઈક જોઈ શકાયું. છોકરી ચાલી ગઈ તે પછી ઠાકોર સાહેબને પૂછ્યું: 'એક વાત પૂછું, બાપુ?'

'તારે પૂછવા જરૂર નથી. તું જે સમજ્યો છે તે સાચું છે.' એટલું જ કહીને કલાપી અટકી ગયા.

'—ને પછી થોડાં વર્ષો બાદની એક રાત્રિએ લાઠીથી બે જુવાન ખવાસો હડાળે આવ્યા. વળતા પ્રભાતે એ બેઉ અહીં આપણે બેઠા છીએ તે જ આ દીવાનખાનામાં ઊભા હતા. મને કહે કે ઠાકોરસાહેબે અહીં અમને ઘોડા લેવા મોકલ્યા છે. એ લઈને અમે આજે પાછા જઈ શકીએ?'

'મેં શાંતિ જાળવી. પછી મેં એ ભાઈઓને મહામહેનતે કહ્યું: 'ગઈ કાલે રાતે, ઠાકોરસાહેબે મોંઘી સાથે પરણી લીધું છે.'

મોંઘી—શોભના.

'હું એ બેઉ મૂંગા ઊભેલા જુવાનોની સામે જોઈ રહ્યો. એમાંના એકની આંખોમાંથી આંસુની ધારા છૂટી પડી.

'એ હતો મોંઘીનો—કલાપીની શોભનાનો ધણી. બીજો હતો રણછોડ—શોભનાનો બનેવી. બન્ને લાઠીના મહેલના ખવાસ. હું શું આશ્વાસન આપું? આટલું જ બોલી શક્યો: 'થવાનું થઈ ગયું ભાઈ! હવે રડ નહિ.'

'અમને ઘોડા લાવવાને બહાને કાઢીને આ કરવું'તું!' જુવાનની છાતી ફાટતી હતી.

'પાછા જવું હોય તો—' હું વાકય પૂરું કરી શકયો નહિ. એ કહે—

'ના, ના, હવે તો અમે અમારે વતન જ જશું.'

'મેં ખરચી આપી. તેઓ કચ્છ ચાલ્યા ગયા. પછી તો ઘણે વખતે સાંભળ્યું કે એ જુવાન મરી ગયો.'

*

દોષની વહેંચણી કર્યા વગર, વિધિના વિધાનની અટલતાને ઓળખનાર દરબારશ્રી વાજસુરવાળા આ પ્રસંગને સમતાપૂર્વક વર્ણવતા હતા. કલાપીના જીવન અને કવનના અંતરંગ સાહેદ આ કલાપી–મિત્ર એક નિર્મળ ઇતિહાસકારની અદાથી બનેલી વાત આગળ બોલતા હતા—

'પણ વરસ નહોતું વીત્યું તેટલામાં અનુભવે ઠાકોર સાહેબને નિર્વેદ પાઈ દીધો. મને કહ્યું કે 'ભાઇ, મેં ભૂલ કરી છે તે હવે હું જોઈ શકયો છું.' કલાપીએ અનુભવેલી વિફલતાને આ કાવ્યમાં ગાઇ છે—

સાકી! જે શરાબ મને દીધો;
દિલદારને દીધો નહિ.
સાકી! જે નશો મુજને ચડયો,
દિલદારને ચડયો નહિ.

શી દિવ્યતા? શી વિફલતા? શી પાર્થિવતા? એ પ્રશ્નનો વધુ વિગતવાર જવાબ દરબારશ્રી પાસેથી મળતો નથી. કહે છે, કે ગોપીચંદ–જાલંધર, જેસલ–તોરલ વગેરે સંવાદોના સર્જનમાં એ પછી ઊતરી ગયેલ કલાપી જો જીવ્યા હોત તો ભજનરચનામાં જ એની કવિતા પરિપાક પામત.

*

વાજસુરવાળા એટલે તો જીવન–સ્મૃતિઓના મહાનિધિ. રાજકોટની કુમાર-કૉલેજના દિવસો પરથી પાંસઠ વર્ષનો પડદો ઊંચકે અને આપણને દેખાય: આઠ દસ વર્ષનો એક કુંવરડો, જેને ઓચિંતા સુરસિંહજી કલાપી નામના કિશોર ત્યાં ભેટ્યા. બેઉ કિશોરોનાં મન મળ્યાં, બેઉની ઓળખાણ એકના મૃત્યુ સુધી ગાઢ મિત્રાચારીમાં પરિણમી. એ પડદો ઊંચકીને વાજસુરવાળા પોતાના નેકપાક અંગ્રેજ પ્રિન્સિપાલ મેક્નોટન સાહેબની પિછાન કરાવે છે. હિંદી સંસ્કારિતાનું યથાસ્થાન સમજનાર એ વિદેશી મુરશિદ પ્રત્યેનો એમનો પૂજ્યભાવ હજી જેવો ને તેવો છે.

એક વાર અન્ય કુમાર–કૉલેજની ક્રિકેટ–ટીમ રાજકોટ સામે રમવા ઊતરી. ફ્લૅનલનાં સૂટ અને હૅટ સજેલા એ પ્રતિપક્ષીઓ બતાવી મેક્નોટન સાહેબે પોતાના દેશી પરિધાનધારી કુંવરોને કહ્યું કે 'જોઈ લો, સરખાવો, પરદેશી લેબાસમાં એ બધા કેવા લાગે છે; ને તમે તમારા સુરવાળ-સાફામાં કેવા શોભો છો !'

એકવાર કુમાર વાજસુરવાળા કૉલેજ—છાત્રાલયમાં 'વડા નિશાળિયા'ને પદે હતા. નાનેરાઓ પર તેમને નજર રાખવાની હતી. સાથેના બીજા નિશાળિયાઓ કાંઈક વાત કરતા બેઠા છે. કૉલેજની કશીક ત્રૂટીઓની ચર્ચા કરે છે. કોઈક ચાડિયાએ પ્રિન્સિપાલના કાન ફૂંક્યા. મેક્નોટન સાહેબે કંઈક ભૂલભર્યું પગલું લીધું. મેક્નોટન પાસે જઈ વાજસુરવાળા જરા કોચવાયા, ખરી હકીકત કહી સમજાવી: મેકનોટન સાહેબ રડી પડ્યા. ગુરુ–શિષ્ય બેઉ રડ્યા.

તે કાળના ગુરુઓની સ્મૃતિમાં એક વ્યક્તિ વાજસુરવાળાને હૃદયે સચોટ અંકાઇ છેઃ ભાવનગરના હાલના નાયબ દીવાન નટવરલાલ સૂરતીના પિતા માણેકલાલ સૂરતી. વર્ગમાં માણેકલાલભાઇ ભણાવે; કોઈ કુમારે પાઠ કર્યો ન હોય તો બીજી શિક્ષા કરવાને બદલે કોચવાઈને માણેકલાલ માસ્તર કકળી ઊઠે : 'અરે સાહેબ, તો પછી અમને મફતના પગાર શા માટે ખવરાવો છો? તમારાં નાણાંની આમ બરબાદી કાં કરો ?'

*

વાજસુરબાપુ બીજી એક વાત નવાનગરના મરહૂમ જામ રણજિતસિંહની કહે છે. વીભાજી જામે દત્તક લીધેલ આ ભાયાત–પુત્ર નગરના ટીલાત લેખે રાજકોટ ભણવા આવ્યા ત્યારે કેટલીક રિયાસત સાથે લાવ્યા હતા. પછી એક દિવસ જામસાહેબના આમરણ નામે તાલુકાના તાબેદાર પાટવી પણ ભણવા આવ્યા. અને રણજિતની આંખ ફાટી. આમરણના તો ખવાસ રાજા! જામનગરના ગોલા! (ભૂલી ગયા રણજિત, કે આમરણનો મૂળ ધણી મેરૂ ખવાસ તો એ ગોલો હતો કે જેને માટે ચારણે ગાયેલું—

> ગોલા—ગોલા—ગોલા!
> ગોલા! ગોઠણ હેઠ, નરપત કંઈક નમાવિયા;
> ભૂપત છોડે ભેટ, મોઢાગળ તારી મેરૂવા.)

એમાં પણ પાછો આ ગોલાનો કુંવર રણજિતસિંહ એવું નામ ધારણ કરે! એવા કુલાભિમાનથી આમરણ–કુમારનો મૂંગો બહિષ્કાર કરાવ્યો. રાજકુમારોની પંગતમાં એ બેસી ન શકે.

પરંતુ એક દિવસ એવો આવ્યો કે જ્યારે જામ રણજિતનાં પોતાનાં જ રાજચિહ્નો ઝુંટવાઈ ગયાં. નગરરાજ વીભા જામને ઘેર એક સફીઆણી મુસ્લિમ રાણીની કૂંખે કુંવર જસોજી જન્મ્યા, દત્તક રણજિત રાજકોટ બેઠે વારસપદથી રદ થયા, રિયાસત તો ઠીક પણ કૉલેજનો ખર્ચ પણ કમી થઇ ગયો, અને એક અદના છાત્ર તરીકે એમને ભણવું પડ્યું.

*

દરબારશ્રીની પાસે જઈ આઠેક દિવસ નિરાંતે બેસું તો તો 'સોરઠ તારાં વહેતાં પાણી'નો નવો ખંડ કરવા જેટલી રોમાંચક, ભેદી અને બહુરંગી સામગ્રી ઝંઝેડી શકું. અદ્યતન અર્વાચીનને આરે બેઠેલા વાજસુર બાપુ જૂના સોરઠની આસમાનીઓમાં પણ ખૂબ આળોટયા છે, આપવીતી ને પરવીતીથી ભરેલી પોણી સદી એમના કોઠામાં પડી છે. પોતે અમારું માન્યું હોત તો સિત્તેર વર્ષના સૌરાષ્ટ્રને જવાબ દેતું એક 'બેસ્ટ-સેલર' રચી શકત; બેસ્ટ-સેલર તો ઠીક પણ એવો એમનો ગ્રંથ, એક પ્રપંચમુક્ત, નીરોગી માનસવાળા સંસ્કારવંત રાજવીનો દસ્તાવેજ હોઈને સાચા સોરઠનો માર્ગદર્શક બનત. પણ એ લખવાના આળસુ; ને અમે કેટલાક કલમવાળાઓ, તે એમની પાસે બેસવા નવરા નથી; ને નવરાશ જેમને હશે તેમની પાસે બાપુને વાતોની મોજમાં ચડાવવાની જુક્તિ નહિ હોય.

*

એમની પોતાની જ એક આપવીતી જોઇએ. બગસરાના ચાર ભાગીદારો પૈકીના એક દરબાર હરસુરવાળા નિ:સંતાન

હતા. ઉંમર મોટી થઈ ગઈ. આખરે એમનાં એક રાણીને દીકરો અવતર્યાનું જાહેર કરવામાં આવ્યું. આ કુંવર બનાવટી છે એવી એક બાતમી એજન્સીમાં પહોંચી. એમાંથી તો એક મોટો મામલો ખડો થયો. પ્રાંતના તે સમયમાં પોલિટિકલ એજન્ટ કહેવાતા વડા ઓલીવન્ટ સાહેબને એ હાડોહાડ વ્યાપેલી વાત બની. એ કુંવરની કહેવાતી જન્મદાત્રી રાણીનું એકાએક જાહેર થયેલું મૃત્યુ, અને એ છોકરો જે ઇતર કોમનાં માબાપનો લેવાયેલો હોવાના પુરાવા પડયા તે માબાપ (સ્ત્રી ને પુરુષ બેઉ)નું બદ્રી-કેદારની જાત્રાને નિમિત્તે એકાએક ગાયબ બની જવું : વગેરે ત્રાગડા ઓલીવન્ટ સાહેબના હાથમાં આવ્યા. વાજસુરવાળા તે વખતે કોલેજ-કાળ પૂરો કરી, રાજગાદીની સોંપણી પૂર્વેની એક તાલીમ લેખે, કલાપીની સાથે હિંદના પ્રવાસે હતા. મુંબઇમાં એમને તાર મળે છે: પ્રાંત સાહેબ સોનગઢ બોલાવે છે. જાય છે. પ્રશ્નોતરી થાય છે: 'કુંવર-કેસ વિષે તું જાણે છે ને?' 'જી હા.' 'કુંવર બનાવટી ઠરે તો એ સમસ્ત ના-વારસ ગરાસ તને જ મળે તે પણ જાણે છે ને?' 'હા.' 'તો તું પણ એ મામલામાં સાક્ષી પુરાવ.' 'એ હું નહિ પુરાવું.' 'આવડો મોટો તાલુકો ગુમાવીશ.' 'એવા તાલુકામાં મને રસ નથી. મારું છે તેટલું ઘણું છે.'

ઓલીવન્ટ સાહેબ રોપે ભરાયા: 'યાદ રાખજે, તને ગાદી સોંપાવા નહિ દઉં.' 'તો ઇચ્છા,' કહી દરબાર સાહેબ ચાલ્યા ગયા. ઓલીવન્ટ સાહેબે બોલ્યું કરી બતાવ્યું. યુવાન વાજસુરભાઈને બેએક વર્ષ ઘણું ભોગવવું પડેલું.

*

અને પેલા કુંવર-કેસનાં કાગળિયાં 'કમ્પ્લીટ' થયાં, એક સીસમની પેટીમાં મુકાયાં, પેટીને તાળું દેવાયું. પેટી લઇને જવાબદાર માણસ સેકન્ડ કલાસમાં રાજકોટ ઊપડે છે. વચલે એક સ્ટેશને અસલ એવી જ બનાવટની એક પેટી લઈને એ જ સેકન્ડ કલાસમાં એક બીજો પ્રવાસી ચડે છે, ને પછી જેતલસર જંકશને એ નવો પ્રવાસી પેટી લઇને ઊતરી જાય છે. સરકારી માણસ રાજકોટ પહોંચીને પોતાની પેટી લઈ કચેરીએ જાય છે, પેટી ઉઘાડવાની વેળા થાય છે ત્યારે ખબર પડે છે કે પેટી તો બદલાઇ ગઇ હતી. સરખી જ બનાવટની બીજી પેટી બની કયાં, જાણભેદુ કોણ, બદલાવીને લઈ ગયો કયાં? પત્તો મળ્યો નથી—પેટીનો, પેલાં સ્ત્રી-પુરુષનો ને સુવાવડી ગણાવેલી કાઠિયાણીનો. ડૂમાના નવલ-પ્રદેશમાં કે શેરલોક હોમ્સની સૃષ્ટિમાં રમતા હોઈએ એવી આ સોરઠી દુનિયા હજુ ઝાઝી દૂર ગઈ નથી.

*

ઝાઝું દૂર ગયું નથી જામ વીભાનું પણ વિલક્ષણ મોત. સફીઆણ-જાયો જસોજી જામ જુવાનીમાં જ ગુજરી જાય છે. વીભા જામ પર સરકારનો કાગળ આવે છે, કે દેશવટો ભોગવતા તમારા પહેલા કુંવર કાળુભાના જ પુત્રને વારસ બનાવો એવી અમારી સલાહ છે એ કાગળ જામ વીભા ગાદી તળે દબાવી રાખે છે. રાતે જામ સાહેબ પોતાના વજીર ગોકળ ખવાસને બોલાવે છે. કહે છે: 'હેં ગોકળભાઈ, કાળુભાના કુંવરને ગાદીએ બેસારીએ તો ઠીક નહિ?'

'ઠીક—ઘણું ઠીક બાપુ! એ તો બહુ પાધરું!'

ખવાસ વજીરની એવી મીઠીમધ સંમતિ મેળવીને વીભા જામ સૂએ છે—સવારે એમને ફરી ઊઠવાપણું રહ્યું નહોતું.

એ વીભાજી જામની ચિરનિદ્રા, એ વડારણ મોંઘીને શોભના કરી પરણી કાઢવા માટે કવિ કલાપીએ છેતરીને બહાર મોકલેલો મોંઘીનો વર, એ જુવાનની આંખોમાંથી હડાળાને દીવાનખાને દડેલી અશ્રુધારા, એનું અદૃશ્ય બની જવું, એ બગસરાવાળી કુંવર-બનાવટ સાથે બાઝેલી ત્રણ જીવાત્માઓની વિલોપન-કથા, અને એ કુંવર-કેસનાં કાગળિયાંની પેટીની અદલાબદલીનું કરુણ રોનકઃ મારી ત્રીજી ટાંચણપોથીનાં પ્રારંભનાં પાનાં પર પડેલાં પચીસેક કાઠી-ગીતોની પાછળ પાછળ આવડી મોટી વાત ખેંચાઈ આવી છે.

*

'જીવણદાસજી : બાપ જલા ભગતઃ દીકરો દેસા ભગતઃ ભંડારી (સ્ત્રી) બેઃ (૧) જાલુ માતા જુનાગઢનાં.'

'દાસી જીવણ' નામે જાણીતા, પ્રેમલક્ષણા ભક્તિ ગાતા ચમાર સંત જીવણદાસ વિશેનું આ ટાંચણ '૨૮ની સાલમાં એ સંતના ગામ ઘોઘાવદરના પ્રવાસનો સ્મરણ-ખાંભો છે. ગોંડળના વિદ્યાધિકારી, ને મારા કૉલેજ-કાળના એક સ્નેહી સહપાઠી શ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલના સૌજન્યને આભારી આ ઘોઘાવદરની યાત્રા હતી. સોએક વર્ષ પૂર્વે થઇ ગયેલા આ સંતનું ઘર, ચમારોનાં બીજાં ખોરડાંની સાથે એક આંબલીઓના ઝુંડ વચ્ચે ઊભું હતું. ચામડાં ધોવાનો એ સંતનો કુંડ પણ ત્યાં બતાવવામાં આવ્યો. ટાંચણમાં એના ચહેરાનું ટૂંકું વર્ણન છે—

'દાઢીના કાતરા: મોટી મૂછો: માથે રૂમાલ બાંધે.'

આંબલીઓનાં ઝૂંડ નીચે એક ચમાર બાઈ ત્યાં ઊભી હતી. મીઠે સાદે એણે તો દાસી જીવણનું પદ ગાવું શરૂ કરી દીધું—

ચકચૂર ઘેલીતૂર,
બાયું, મુંને જોગીડે કરી છે ચકચૂર,
બાયું, મુંને શામળીએ કરી છે ચકચૂર,

કો'ક તો વલાતીડે મુંને કેફ કરાયો રે,
તે દી'ની ફરૂં છું ઘેલીતૂર—બાયું૦

મંત્ર તો પઢીને મુજ પર મેલ્યા રે,
રગ નો દેવાય હવે દૂર—બાયું૦

સામું જોતાં તો મારી શુધબુધ ભૂલી ગઈ,
રાખી છે ઉરાએ ઉર—બાયું૦

દાસી જીવણ કે' સંતો ભીમ કેરા ચરણાં,
નાથજી આગળ ખડી છું હજુર—બાયું૦

*

'દાસી જીવણ'નું થાનક જોવા માટે જ ગયો હતો. માણસોએ ભેગા થઈ વાતો કહેવા માંડી. મુખ્ય વાત સંતની સોહામણી આકૃતિ વિષે ને મીઠા કંઠ વિષે કહી:—

'ગામ બંધીઆમાં ગરાસીઆને ઘેર લગ્ન: દાંડીઆ-રાસ રમાય: એમાં જીવણદાસજીએ પોતે ચાર રાસ લેવરાવ્યા: મોહી પડખે કેટલીક સ્ત્રીઓ પાછળ ચાલી, (બીજે ઠેકાણે ટાંચણ છે તેમાં તો એ મેળાપ સુલ્તાનપુરને માર્ગે થયાનો સુદ્ધાં નિર્દેશ છે.) અને એમને પોતાના દેહ અર્પણ

કરવાની વાત કહી. ત્યારે સંતે એ બાઈઓને નીચેના પદમાં ઉપદેશ દીધો—

બેની! શું કરું સુખ પારકાં?
બેની! માંડચાં હોય ઇ થાય;
એવાં શું કરવાં સુખ પારકાં બાયું!
કરમે માંડેલ થાય જી.

સામે મંદિરીએ મહીડાં ઘૂમે,
ભૂખ્યા તણું મન થાય જી;
દીઠેથી તૃષ્ણા ન છૂટે,
પત પોતાની જાય જી.

શું કરીએ સુખ પારકાં બાઈ!
માંડેલ હોય ઈ થાય જી.

રાતે મેં ઘોઘાવદરની નવી ચણાયેલી ગુજરાતી શાળાના મકાનમાં બેસી ચમાર ભજનિક પાસે ભજનો ગવરાવી ગવરાવી ટાંચણ કર્યું. રાત ભાંગી ત્યાં સુધી બેઠા. આ ટાંચણમાં એક કિમતી મુદ્દો છે. લખ્યું છે કે: 'રસ્તે જ્યારે કાવ્યની લહેર આવે ત્યારે સંત ખાખરાના પતામાં શૂળથી લખતા આવે. ઘેર આવીને પછી મોંચે કરી લ્યે.'

*

સૌરાષ્ટ્રના ઘોઘાવદર ગામથી મુંબઈ ઘણું દૂર છે. ક્યાં દાસો જીવણનો ચમારવાડો અને ક્યાં રોયલ એશિયાટિક સોસાયટીનું ગ્રંથાલય! છતાં ટાંચણપોથીમાં બેઉ એકબીજાની નજીક નીકળી પડ્યાં! સિત્તેરેક પાનાં ભરીને અંગ્રેજી અવતરણો છે: સ્કૉટ કવિના 'બોર્ડર મિન્સ્ટ્રલ્સી'માંથી, 'ફોક-સોંગ્ઝ ઓફ અપર ટેમ્સ' (આલ્ફ્રેડ વિલિયમ)માંથી,

'ધ મિસ્ટિક્સ, એસેટિક્સ એન્ડ સેઇન્ટસ ઑફ ઇન્ડિયા' (જે. કેમ્પબેલ ઉમાન )માંથી, 'ફોક–સોંગ્ઝ ઑફ સધર્ન ઇંડિયા' (ચાર્લ્સ ગોવર )માંથી, 'સ્પેનિશ ફોક–સોંગ્ઝ' (એસ. ડી. મેડેરીઆગા )માંથી.

યાદ આવે છે એ '૨૮ ની સાલના મુંબઈના દિવસો, જ્યારે રોયલ એશિયાટિકના ગ્રંથાગારના કોઈ મિત્ર સભાસદના મહેમાન તરીકે જઈ હું ડરતો ડરતો આ બધાં પુસ્તકો કઢાવતો, કારકુન ઘૂરકશે એવી બીક લાગતી. (ભૂલથી છત્રી અંદર લઈ ગયેલ તે પટાવાળાએ આવી બહાર મૂકી જવા ઉઠાડેલો.) પંડિતોના મહાલયમાં પરિભ્રમણકારની થોડીક માઠી દશા હતી. બેસી બેસીને ટાંચણો ઘસડે જ ગયો હતો: 'ફીલ્ડવર્ક' અને 'ટેબલવર્ક' એ બે મારી પાંખો બની.

*

સંત જીવણદાસ પરથી પ્રસ્તુત વિષય પર આવું. 'ધ મિસ્ટિક્સ એન્ડ સેઇન્ટસ ઑફ ઇન્ડિયા'ના વાચને મને મારા સોરઠી સંતોનું કાર્ય વિશાળ પીઠિકા પરથી જોતો કર્યો, આ લોકસંતો–ભજનિકોનું સ્થાન જગત-ઇતિહાસની ભોંય પર નિહાળવાનાં નેત્રો દીધાં. માર્ટિન લ્યૂથર નામના ક્રાંતિકાર યુરોપી સંતની વાત વાંચી હતી, ઇંગ્લંડના ઇતિહાસમાં, મેટ્રીકની પરીક્ષા માટે—પણ આ સંતજાગ્રતિનું પ્રકરણ તો આંતરરાષ્ટ્રીય હતું એ કોઇએ નહોતું શીખવ્યું. માર્ટન લ્યૂથર ફરી સોળ વર્ષે જ્યારે રોયલ એ. સો.ના ગ્રંથાગારમાં મળ્યા ત્યારે તે વિદેશી ને એકાકી વીર મટી ગયો, કારણ કે પુસ્તકોમાં મેં ટપકાવેલું ટાંચણ બોલે છે આજે–

'માર્ટિન લ્યૂથરનો યુગ એ હિંદ ખાતે પણ જોરદાર ધાર્મિક પ્રવૃત્તિનો કાળ હતો. કારણ કે એ કાળે મુખ્ય મુખ્ય હિંદુ સંપ્રદાયોના કમમાં કમ ત્રણ સ્થાપકો એવા હતા કે જે આ મહાન યુરોપી સુધારકના સમકાલીનો હતા. ત્રણે ઉત્તર ભારતના હતા. વલ્લભાચાર્ય કાશીમાં પ્રબોધતા, ચૈતન્ય બંગાળાના નદિયામાં, ને નાનક પંજાબમાં.

'વલ્લભ:–જન્મ ૧૪૭૯માં. બાળ ગોપાળની પૂજા ને પ્રતિષ્ઠા કરી. વલ્લભે એમ નિરૂપ્યું કે માનવ–આત્મા દિવ્ય સત્ત્વનો એક તણખો છે. સંપ્રદાયસ્થાપક પૂર્વગામીઓથી ઊલટી રીતે વલ્લભે દેહદમનનો વિરોધ કર્યો, અને એવું સ્થાપિત કર્યું કે દેહ દમવાને બદલે સન્માનવો જોઇએ.

'ચૈતન્ય:–એના આગમનકાળે લોકોનો ધર્મ, મહદ્ અંશે ખુલ્લેખુલ્લા દુરાચારમાં પરિણમ્યો હતો. તાંત્રિકોના વ્યભિચાર–અખાડાઓએ અને નિર્લજ્જપણે નગ્ન બનાવેલી સ્ત્રીની પૂજાએ ચૈતન્યનો પુણ્યપ્રકોપ જન્માવ્યો, અને પ્રજાના શીલ ઉપરના આ ઊંડા ડાઘને દૂર કરવા એની શક્તિને જાગ્રત કરી. એણે ભાગવતને એક રૂપક તરીકે ઘટાવ્યું, અને વ્યભિચારને ભાવના વડે દબાવી દેવા વિચાર્યું: એણે ભક્તિ-રાધાઉપાસના પ્રબોધી, સખ્ત વનસ્પતિ–આહાર ને મદ્યત્યાગ પ્રબોધ્યો, પશુબલિનો નિષેધ કર્યો, અને એણે વિધવાના પુનર્લગ્નની તરફેણ કરી.

'નાનકે હિંદુ અને ઇસ્લામ ધર્મનો સમન્વય કર્યો. ઇસ્લામનું વધતું જતું પરિબળ, કટ્ટર એકોપાસના અને

મૂર્તિપૂજા પ્રત્યેનો તિરસ્કાર દેશમાં જોશથી પ્રવર્તી રહ્યાં હતાં, અને વિજેતાઓના આ વટાળપ્રધાન પંથમાં પરાધીન પ્રજાના સંખ્યાબંધ માણસો વટલી જતા હતા. હિંદુ રાજ્યો છિન્નભિન્ન થતાં હતાં, ને દેવતાની સહાય તેમ જ એના ઉન્મત્ત પુરોહિતોની શક્તિમાંથી વિશ્વાસ ગુમાવી બેઠેલી વિભ્રમયુક્ત પ્રજાની શ્રદ્ધા હજુ પણ પકડી રાખવાને માટે હિંદુ ધર્મને આકર્ષક બનાવવાની જરૂર હતી. કાં તો રાષ્ટ્રીય ધર્મને એવી રીતે સુધારવો જોઈએ કે જેથી ઇસ્લામના આગમને જાગ્રત કરેલી નવી વિચારસરણીને એ અનુકૂળ બને: અથવા તો એમાં એવો ફેરફાર કરવો જોઈએ કે જેથી કાંઈ નહિ તો બહિરંગ પૂરતો એ મુસ્લિમ ધર્મને મળતો બને અને એ રીતે ધિક્કાર અને ધાર્મિક પીડનથી ઊગરી જાય.

'આની ત્રણ સ્પષ્ટ અસરો જન્મી—

૧. રાધા અને કૃષ્ણ બેઉની પૂજાને સંયોજતો સંપ્રદાય ઊઠ્યો. નિમાત, રાધાવલ્લભી અને ચૈતન્યાનુયાયીઓ, એ ત્રણ આ સંપ્રદાયના છે.

૨. હિંદુ અને મુસ્લિમ ધર્મો વચ્ચેના ભેદને પૂરવાની નેમથી પ્રેરિત નાનકનો પંથ જન્મ્યો.

૩. મૂર્તિપૂજાના વિરોધી બે હિંદુ સંપ્રદાયોની રચના: દાદુપંથી (૧૫૫૦–૧૬૦૦) અને રામ સાન્ચી (૧૭૧૮), બન્ને રાજપૂતો.' (મૂળ નોંધનો ગુજરાતી અનુવાદ.)

ઉપલું ટાંચણ કરતો એક ખૂણાના મેજ પર બેઠો છું, તે વખતે પાંચથી વધુ તો નહિ જ હોય તેટલા

ગૃહસ્થોની એક ટુકડી અંદર દાખલ થઈ, બારી પાસેના એક મેજ ફરતા તેઓ બેસી ગયા અને પછી તેમાંથી એક સ્વચ્છ સફેદ પારસી પરિધાનધારી દાઢિયાળા વૃદ્ધે એક અંગ્રેજી લખાણ વાંચવા માંડયું. મારા કાન ઝબકયા. વિષય Marriage–Songs (લગ્નગીતો)નો. લોકગીતો પર અંગ્રેજી ભાષામાં આપણા કોઈક ગુજરાતી વિદ્વાનો વિવરણ કરી રહ્યા છે એથી મનમાં છૂપું આત્મગૌરવ કૂદાકૂદ કરી રહ્યું. પુસ્તક પડતું મૂકીને મેં આ વંચાતા લેખનું ટાંચણ દૂર બેઠે બેઠે કોઈ ન જાણે તેમ પોથીમાં પકડવા માંડયું. ટાંચણમાં લખ્યું છે કે....

'ગ્રીસમાં લગ્નગીતો એપીથાલામિયમ્સ કહેવાતાં. પરણેલ દંપતી પોતાના શયનખંડમાં સૂવા જતાં ત્યારે નાનાં છોકરા ને છોકરીઓ ગાતાં.

'ગ્રીસમાં સવારે ને રાત્રિએ દંપતીના શયનગૃહમાં ગીતો ગવાતાં.

'એ ગીતો તત્કાલીન જમાનાની દૃષ્ટિએ અશ્લીલ પ્રકારનાં ગણાય તેવાં હતાં.

'રોમન લોકોમાં ફક્ત છોકરીઓ ગાતી.

'ઝોરોસ્તર લગ્નગીતો: પ્રાચીન ઇરાનીઓમાં પણ તેમનાં લગ્નગીતો હતાં.

'ગાથાનું ૫૩ મું પ્રકરણ એ એક પેગમ્બરે એની પુત્રીના લગ્નપ્રસંગે રચેલું લગ્નગીત જ છે.

'સૉન્ગ ઑફ સોલોમન: એમાં રચનાર જેરૂસલામની વનિતાઓને સંબોધે છે.

'ઝોરોસ્તર તમામ વરવધૂઓને સંબોધે છે.

'સ્પેન્સર ૧૫૯૪ માં ખુદ પોતાના લગ્નપ્રસંગે એક લગ્નગીત ગાય છે. એમાં પણ સંબોધન 'હે વિદુષી બહેનો!' એમ છે.'

પછી એક પારસી વક્તાએ એક ગુજરાતી ગીત ટાંક્યું—

'ચાલો રે બાયો, ચાલો રે બાયો'
'ચાલો રે ગીતડાં ગાયે જી.
'બેનના શુભ લગનનાં
'ચાલો રે ગીતડાં ગાયે જી રે.'

*

નિબંધ વંચાતો હતો ને મારી રમૂજ વધતી હતી. મારી ઉત્સુકતા પણ માંડ અંકુશમાં રહેતી હતી. આવડા બુલંદ પંડિતની પાસે 'ચાલો રે બાયો ચાલો રે બાયો' એવી એક કંગાલ કૃતિ સિવાય કોઈ ગુજરાતી લગ્નગીત નહોતું! મારાં સંશોધિત લગ્નગીતોનો 'ચૂંદડી' સંગ્રહ બહાર પડી ગયો હતો. મારી પાસે, મારા કંઠાગ્રે સો જેટલાં ચૂંટેલાં લગ્નગીતો હતાં. પંડિતોના મેજ પર પહોંચી એ ખજાનો બતાવવાની ઉત્સુકતાને માંડમાંડ રોકી રાખી હું એ ભાષણનું ટાંચણ કરતો બેસી રહ્યો.

એ વિદ્વાન વક્તાના લેખનનું મારું ટાંચણ અહીં પૂરું થાય છે. પંડિત બનવું એ પળે મને મોહક લાગ્યું. થોડીક

સામગ્રી સાંપડે કે તરત તેના પર અંગ્રેજી ભાષામાં લખવું. એ ભાષા ચીંથરાંની ઢીંગલીને પણ પાંડિત્યનો પોષાક પહેરાવી શકે તેવી છે.

*

અંગ્રેજી ભાષાની આ ગુણવત્તાનું દર્શન તે પછીનું મારું 'ફોકસોંગ્ઝ ઓફ સધર્ન ઇન્ડિયા'નું ટાંચણુ કરાવે છે. એના અંગ્રેજ લેખકની દૃષ્ટિમાં–

'દ્રવીડી લોકો જે સાહિત્ય ધરાવે છે તે નૈતિક દૃષ્ટિને હિસાબે જગતે જોયેલ સર્વોત્કૃષ્ટ સાહિત્યોમાંનું એક છે. કોઇ પણ ભાષામાં આના કરતાં વધુ સામર્થ્ય અને સંક્ષિપ્તતાનો સંયોગ કદાચ નહિ જડે. અને ખુશીથી કહી શકાય કે કોઈ પણ બીજી ભાષા માનવ–મનને વ્યક્ત કરવામાં આનાથી અધિક નિકટગામી અને તત્ત્વદર્શી નહિ હોય.

'પાદરી ટેલર કહે છે કે તામિલ એ સર્વ માનવ-બોલીઓમાંની સર્વોત્કૃષ્ટપણે સમૃદ્ધિભરપૂર, સુઘડ અને ફરસી વાણી છે.

'ડૉ. કાલ્ડવેલને મતે તામિલ એ એક જ એવું દેશજ ભાષા–સાહિત્ય છે કે જેણે સંસ્કૃતના અનુકરણથી સંતુષ્ટ ન થતાં એને ટપી જવાનો માનભર્યો યત્ન કર્યો છે.'

તામિલ ભાષા અને દ્રવીડી સાહિત્યની આવી અદ્વિતીય સિદ્ધિઓથી આપણે બેનસીબ હોઈએ એવો ખ્યાલ ઉપલા આંગ્લજનોની પ્રશસ્તિથી આવે છે. અંગ્રેજી ભાષામાં મુકાયેલાં આ અહોગાન સુંદર લાગે છે!

*

પણ આ અંગ્રેજી ટાંચણ દ્વારા હું જે શોધું છું તે તો કાઠિયાવાડના ઘોઘાવદર ગામના દાસી જીવણ અને દૂર પડેલા દક્ષિણ હિંદ વચ્ચેના સંબંધતંતુ છે. ટાંચણ કહે છે કે 'દક્ષિણ હિંદનાં લોકગીત રચનારાઓ અને ગાનારાઓ ઉચ્ચ વર્ણનાં લોકો નહીં પણ ધાર્મિક ભિક્ષુક જમાતોના રોટી માગતા રઝળુ સાધુઓ હતા; અને એમાંના પણ મોટે ભાગે દેવદાસીઓના દીકરાઓ હતા. તેમના પિતા કોણ અને તેમની જાતિ કોણ તેની તેમને ખબર નહોતી. દેવમંદિરમાં પ્રભુને સમર્પિત થએલી નર્તિકાઓના આ પુત્રો હતા. સમાજ તે નબાપાઓને પાછા અપનાવી લેતો અને લગ્નસંસાર પણ માંડવા દેતો. દેવના આ દાસોને કોઇ તિરસ્કારી શકતું નહિ, તેમ મુઠ્ઠી ભાત કે બે ચપાટી આપવાની ના પાડી શકતું નહિ. લગ્નમાં અને જમણોમાં, ઉપવાસોમાં અને મરણ-પ્રસંગોમાં, વાવણી અને કાપણીનાં પર્વોમાં, પૂર્ણિમા અને સંક્રાંતિ પર આ દાસને નોતરવામાં આવતો. એનાં કીર્તનોનું શ્રવણ થતું, અને એને પુરસ્કાર અપાતો. લગ્ન વખતે એ કૃષ્ણનાં ગાન ગાતો અને મૃત્યુ પ્રસંગે યમનાં; કુમારિકાઓ પાસે કામદેવનાં અને પુરુષો પાસે રામનાં. ભીણતો ભીખતો એ શીલ અને સ્વધર્મનાં ગીતો ગાય છે.'

આ દ્રવીડી 'દેવોનો દાસ' ગુજરાતના માર્ગી સાધુને ઘણોખરો મળતો આવે છે. જેની ગુપ્ત સમૂહક્રિયાઓને માટે ઘણું ઘણું અનાચારયુક્ત સંભળાય છે તે બીજમાર્ગી સંપ્રદાયનું ફરજંદ આ માર્ગી સાધુ એકતારો લઈને ઘરેઘર ઊભો રહે છે ત્યારે દ્રવીડી દેવદાસના જેટલો જ આતિથ્યને પાત્ર બને છે. એક શબ્દનો પણ ફેરફાર

કર્યા વિના આપણે નીચેનું વર્ણન આપણા આ તંબૂરાવાળા માર્ગીને લાગુ પાડી શકીએ—

*

'સાંજને શીતળ સમયે આ દાસ અન્નની અને રાતવાસાની શોધમાં એકાદ શાંત ગામડામાં પ્રવેશ કરે છે. સીધેસીધો એ 'મંટપમ્' અથવા મંડપ એટલે કે મંદિરના બહુસ્થંભી ચોકમાં જાય છે, ઓટા પર બેસે છે, વીણાના તાર મેળવે છે, તુંબડાનું ભિક્ષાપાત્ર પોતાની આગળ મૂકે છે. લોકો ત્યારે થાકયાંપાકયાં ખેતરોમાંથી આવતાં હોય છે. સમાચાર ઝડપથી ફરી વળે છે કે ભજનિક આવ્યો છે; એટલે સ્ત્રીઓ, પુરુષો અને બાળકોનાં પગલાં 'મંટપમ્' તરફ વળે છે. ત્યાં તેઓ ભોંય પર બેઠાં બેઠાં ભજનના પ્રારંભની વાટ જુએ છે. ભજનિક જે પદ ગાય છે તે પદ જો જાણીતું હોય તો તમામ ગામડિયાં તેનું ધ્રુવપદ ઉપાડી લે છે, અને એ સમૂહગાન સંધ્યાની લહરીઓ ઉપર પથરાઈ રહે છે. અને પછી તો પ્રત્યેક ટૂંકને અંતે ધ્રુવપદ વધુ ને વધુ ઘેરું બને છે; પછી એનું તુંબડું ચારે તરફ ફેરવવામાં આવે છે અને એમાં પૈસા ટપકી પડે છે. પછી અંધારું થાય છે ત્યારે ગામનો પટેલ ભજનિકને નોતરે છે, પેટભરીને જમાડે છે અને પછી એને પથારી આપે છે.'

*

આ દ્રવીડી 'દેવ-દાસ'ની ગ્રામ્ય મહેમાનીના કરતાં આપણા માર્ગી સાધુની સુશ્રુષામાં એક વિશેષતા પણ સંભળાય છે. યજમાનનો છેલ્લો પ્રશ્ન સુવા ટાણે એમ હોય છે

કે 'સેવામાં જેને કહો તેને મોકલું.' અતિથિ યજમાનઘરની હરકોઈ મનપસંદ સ્ત્રીની માગણી કરી શકે છે ને એ સ્ત્રીની સેવા પામી શકે છે. અનેક અતિથિઓ આવી 'સેવા'ની બિલકુલ ના પાડે છે.

ભજન-વાણીના ગાયકો આ 'માર્ગીઓ'ના નામે ચડાવવામાં આવતો અનાચાર કેટલો તથ્યવાળો છે ને કેટલો કલ્પનાસર્જિત છે તેની તપાસનો મુદ્દો પ્રસ્તુત નથી, પણ આવા વ્યાપક અનાચારની સાથે વળગેલી હોવી જોઈએ તેવી ઉન્મત્તતા, તેવી નશાખોરી, માંસમદ્યાદિનો બહેકાટ, ચેનચાળા ને કુચેષ્ટાઓ જેવું કશું આપણી નજરે આવતું નથી. માર્ગીની નમ્રતા, શાંતિમયતા, મિતભાષિતા, ભજનપ્રેમ, વિગલિતપણું, સેવાપરાયણતા ને ગાંભીર્ય સર્વત્ર તરવરતાં હોય છે; લંપટપણું પોતાનાં ભોગ થઈ પડેલાંની ચોપાસ જે બિભીષિકા જન્માવે છે તે મેં માર્ગી ગૃહો-કુટુંબોમાં જોયું નથી. આગણાં સ્વચ્છ, નરનાર આનંદી, સ્ત્રીશરીરો સ્વસ્થ ને સુઘડ, વાણીમાં ગંદાપણાનો સદંતર અભાવ, હેતાળ ને હસમુખાં, શ્રમપ્રધાન જીવન, અને ભજન ગાવાની ભાવપૂર્ણ છટા, એ તો નજરે જોવાતાં લક્ષણો છે. બીજે પાસે નાનો પાટ અને મોટો પાટ એ નામની તેમની સામૂહિક ધર્મક્રિયાઓ, 'મોટા પાટ'ની સાથે સંલગ્ન કહેવાતી ગુપ્તતા ને સામૂહિક વ્યભિચારની જુગુપ્સકતા, એ પણ નિશ્ચિતપણે કહેવાની બાબતો છે. મૂંઝવણ એ રહે છે, કે આ બે તત્ત્વોનો સમન્વય શી રીતે સચવાય છે? લંપટતાનો બહેકાટ કેમ ન પ્રવર્ત્યો; દંપતીજીવન અને કુટુંબવ્યવસ્થા છિન્નભિન્ન બન-

વાને બદલે સમધારણ ગતિએ શા માટે ચાલ્યા કરે છે? ગામીનાં અનાથ, રોગી કે દુઃખી જનોની પાસે જ્યારે કોઈ બીજું ન જાય તેટલી ગંદકી થઈ પડી હોય છે ત્યારે ત્યાં જઈ પહોંચીને રસી મળ મૂત્ર ધોનારા આ માર્ગીઓ જ કેમ હોય છે? ઘરઘરથી રામરોટીના ટાઢા ઊના ટુકડા ભીખી લાવીને ક્ષુધાર્તોને ખવરાવનાર આ માર્ગી જ કેમ હોય છે? માર્ગી સાધુના હૃદયનું માર્દવ સૌથી જુદું શાને પડી જાય છે? માનાપમાનના રાગદ્વેષથી એ કેમ મુક્ત હોય છે?

[ ૨ ]

# એ પ્રાણ હજુ મર્યો નથી

૧

ગીતો મેં ગાગરમાં ભરી રાખ્યાં છે;
ઇચ્છું ત્યારે ઢાંકણું ઉઘાડી નાખું,
એટલે ગીતોની ધાર થાય.

૨

ધરતીની ધૂળમાંથી ય
ગીતો હું બનાવી શકું છું.
એક પૂરું થયું નો'ય
ત્યાં તો બીજું હાજર !

૩

ગાનારાંને માટે
ચોખી ને અજવાળી રાત રૂડી;
પણ સજણાંને કાજે તો સારેરી
અંધારપછેડે ઢાંકેલી રાત.

૪

આ મોં તારું તું શા વડે ધૂએ છે અલિ !
તે તાજું ને તાજું જ દિસે છે?
હું તો ધોઉં છું ચોખે જળે,
બાકીનું બધું ભગવાન કરે છે.

૫

તને મેં ફુલ સમી કહી,
સરખામણી સાચી સ્તોઃ
કારણ તારા પર બધા યે મોહે,
તને મોહ કોઈ પર નહિ.

૬

હટ્! રસ્તે પડ પાગલી!
તું તો છે દેરાંની ટકોરી જેવીઃ
જે આવે તે વગાડે.

સ્પેનિશ લોકગીતોના અંગ્રેજી અનુવાદોવાળા મારા ટાંચણનું આ ગુજરાતી કરીને આપું છું. ૧૯૨૯ની એ સાલ છે. જ્યારે રોયલ એશિયાટિક સોસાયટીના ગ્રંથાગારમાં બેઠો બેઠો થોથાં ઉથલાવતાં હતો, ને ક્ષુધાતુર જેમ ખાય તેમ ઉતારા કરતો હતો. 'સ્પેનિશ ફોકસૉંગ્ઝ'– (એસ. ડે. મેડેરીઆગા) આ મેડેરીઆગા નરવાચક નામ હશે કે નારીવાચક? જાણી શકાયું નથી, પણ છે તો કોઈક સમાનધર્મી જીવડો! લોકગીતની પાછળ પાગલ બનેલા વિના તો આવું કોણ લખે કેઃ

'બુદ્ધિ તો ગુમાની છે. માનવીનો પ્રાણ સત્ય અને સૌંદર્યને ઊંબરે, વિચારનાં વણેલાં રાંઢવાંની સીડીને માર્ગેથી નહિ પણ એથી ટૂંકે માર્ગે પણ પહોંચી શકે છે એ વાતને બુદ્ધિ તો મહામુશ્કેલીએ નિહાળી શકે છે. સ્પેનિશ પ્રજાએ સત્ય અને સૌંદર્યની શોધમાં નીકળી પડવામાં, એના સુધારકોએ એને છાપાં વાંચનારાં વિદ્વાનોની કક્ષાએ પહોંચતાં કર્યાં ત્યા સુધી વાટ જોઈને બેસી રહેવું ગણકાર્યું નથી. એમણે તો ઉઘાડી આંખે ચોપાસ નજર કરી અને સહૃદય-

તાબેર ગાયે રાખ્યું. પરિણામે નીપજી આ લોકકવિતા, કે જેને ટપી જાય તેવું બીજુ કંઈ હજુ નથી. સમૂહ–શાયર લેખે જોઈએ તો સ્પેનિશ જનતા એ યુરોપના સર્વોત્તમ સર્જક કવિઓની હરોળમાં બિરાજે છે.'

એ સર્વોત્તમ કવિતાનાં બાહ્યાભ્યંતર લક્ષણો બતાવતી અને તુલના કરી આપતી એ મેડેરીઆગાની પ્રવેશિકાનો મારા ટાંચણમાં ટપકેલો પાનાંબંધ ભાગ અહીં ઉતારીને વાચકોને વિવેચનથી ગુંગળાવી નાખવા કરતાં તો સારી વાત એ જ છે કે આ સ્પેનિશ લોકકવિતાને પોતાને સ્વયંપ્રતીત બનવા દઉં. ટાંચણમાંનાં એ મુક્તકોને જ ગુજરાતી ગદ્યમાં મૂકું—

*

તકદીરે જુદાં પાડેલાં
એ ઝાડ જેવાં તું ને હું :
વચ્ચે પડ્યો છે રસ્તો,
પણ ડાળીઓ આપણી ગૂંથાઈ ગઈ છે ઊંચે.

*

ઓ માડી!
પાણી–સર્પે એણે મારું બેડું ફોડ્યું.
બેડાનું મને દુ:ખ નથી,
દુ:ખ તો છે ગામગપાટાનું.

*

એ જણીઓ જોડે મને જોઈને
રસ્તે જતી તું થડકતી ના;
મેળે તો ઘણા ય જાય,
પણ એ તો જોવા—વોરવા નહિ.

*

છે ના કંઈ અચરજની બાત!
બે જ દા'ડા પર એની ઓળખાણ થઇ,
આ જ તો મારી મા કરતાંય વહાલેરી લાગે છે.

*

તું કહેછ કે એને તું ચાહતો નથી,
તેમ નથી તું એને મળવા જતો;
પણ તો પછી એના ઘરની કેડીએ
ઘાસની સળી યે ઊગતી નથી શાથી!

*

મારી રાણીના બાગમાં
વાવી ગોડી ને સીંચી તો હું તૂટીમૂઓ;
ગુલાબો ચૂંટવાની મોસમ આવી
ને બીજો માળી પેસી ગયો.

*

તારે હોઠે છે તુચ્છકાર,
નેણામાં છે પ્યાર.
હોઠ કહે છે 'ચાલ્યો જા,'
નેણાં કહે છે 'આવ.'

*

પાણી જેમ નદીને શોધે છે,
ને નદી જેમ દરિયાવને;
તેમ તારે મને શોધવા તો આવવું નથી,
ને કહેવું છે કે મને પ્રેમ કાં કરતી નથી?

*

ઈર્ષા થાય છે એ પંખીડાંની,
તારી બારીને સળીએ બેસી એ ગાય છે;
હું ગાઉં છું એકલો ને ઉદાસ,
ગાન મારાં પવનને જ ભળાઉં છું.

*

રડો નયનાં, રડો,
કારણ કળ્યા વિના યે રડો.
નારીને ખાતર નરે રડવું
એ કોઈ શરમની બાત નથી.

*

તારો પ્યાર ખાબોચિયા જેવો છે,
ને મારો છે ઝરા જેવો.
સૂરજ તપે ત્યારે ખાબોચિયું સુકાય,
ઝરો તો વહેતો જ રહે છે.

*

દરિયાને તળિયે
મોતી યે સલામત નથી;
તો કાંઠે ઊભેલી તું શી રીતે
હેમખેમ જવાની આશા કરે!

*

ખરાખરીનું ગાવાની ખેવના હોય,
તો ગાજે કલેજું ઘવાય તે ટાણે;
છો ને ગાવાનું જરીકે ન આવડતું હોય,
વેદના જ કળાનું સ્થાન લેશે.

*

એક રૂપાળી બાળા
ગોખે અઢેલીને ઊભી હતી.
એણે મારો આતમ માગ્યો:
મેં એને હૈયું આપ્યું.
એણે મારો આતમ માગ્યો
મેં એને રામરામ કર્યા.

*

ઓ જાય વાયરામાં લહેરાતા
મારા પ્રીતમના નિઃશ્વાસ,
ઓ જાય હવામાં
ઓ જાય—ઓ જાય.

*

સફેદ નાનું પારેવું
હિમ જેવું સફેદ,
હરિયાળીમાં ઊતર્યું,
નહાવું છે એને.
સોનાની પાંખો,
દૂધ જેવું મોઢું,
સરસવ સમી આંખો.
હરિયાળીમાં જઈશ ના પંખી,
આવ મારી સંગે,
હરિયાળીમાં જઈશ ના પંખી,
કારણ કે મને તું વિસરાતું નથી.

તાલ કે સૂરના બાહ્ય સુશોભનથી વેગળું પાડીને જે સૌંદર્ય આ તરજુમો આપણને બતાવે છે તે શું ઓછું છે? મેડરીઆગાના શબ્દો સાર્થ બને છે: 'સ્પેનિશ લોકકવિતા એ કોઈ અન્ય સાહિત્યની પેટા–નીપજ નથી પણ સ્વયંસ્ત્રા-

ધીન, સ્વાયત્ત વસ્તુ છે. એમાં પ્રભાતની તાજગી છે, સભાન વ્યક્તિગત કલાવિધાન પ્રત્યે લાપરવાહી છે, ઉચ્ચારણની સચ્ચાઈભરી ઉત્સુકતા છે અને ઘડીક કોઈ પ્રાચીન આકારનું અનુકરણ કરતી તો ઘડીક મૌલિક ઘાટ ઉતારવા મથતી, ઘડીક ચમક લાવવા ઉદ્યમ કરતી તો ઘડીક કોઈ ઉદ્દેશ અગર વિચારની હિમાયત માટે ઉદ્યત થતી એવી બૌદ્ધિક કવિ-રચનાથી વેગળી બેસીને આ સ્પૅનિશ લોકકવિતા નિરુદ્દેશપણે સર્જાય છે, અનુભવના વૃક્ષ પરથી પાકા ફળની પેઠે ટપકી પડે છે, અને વિના યત્ને એક કાતિલ પરિપૂર્ણતાને પ્રાપ્ત કરે છે.'

*

રો૦ એ૦ સો૦ના ગ્રંથાગારમાં સાંપડેલી આ સ્પેનિશ સમધર્મીની દોસ્તીને તાજી કરતો પાનું ફેરવું છું ત્યાં સામા મળે છે 'ઉન્નડ ખુમાણ કાંકચના.' ભાઈબંધી પણ આ પરિભ્રમણની વાટે કેવી પચરંગી પામ્યો છું! કોઈક ભાઈએ મુંબઈમાં મને શોધી કાઢયો અને સંદેશો દીધો: 'કુંડલા ગામના એક ગૃહસ્થ તમને સેન્ડહર્સ્ટ રોડના અમુક મકાને મળવા માગે છે. એની પાસે જોગીદાસ ખુમાણ વિશેની એક ઘટના છે.'

સોનેરી પટાવાળી લાલરંગી ચક્કરઘાટ પાઘડી પહેરીને બેઠેલા એ ગૃહસ્થે, જીભની કશીક ખોટને લીધે પ્રત્યેક શબ્દ ચીપી ચીપીને ત્યાં મને નીચેનો કિસ્સો કહી બતાવ્યો: —

'અમારા જ કુટુંબની આ વાત છે. કુંડલામાં અમારા દાદા જીવા પારેખ થઈ ગયા. ઠાકોર વજેશંગજીના કાળમાં એ કુંડલા મહાલનો ઇજારો રાખતા, મહારાજના કૃપાપાત્ર

હતા, રાણી નાનીબાએ ભાઈ કહી રાખેલા. એમણે ૪૦૦૦ રૂપિયાના બે સોનાના તોડા નાનીબાને ભેટ આપેલા. નાનીબાએ તેમનો ઈજારો કાયમ રખાવેલો. જીવા પારેખના દીકરા જૂઠાભાઈ, માધવજીભાઈ, ગિરધરભાઈ, ભગવાનભાઇ ને રામજીભાઈ.

'એક દિવસ એક ઘોડેસવાર સાંજને ટાણે બજારમાં આવી ઊભો રહ્યો, પૂછ્યું:

'આ દુકાન ગિરધર શેઠની?'

' કહ્યું: 'હા.'

'લ્યો આ ચિઠ્ઠી.'

'ચિઠ્ઠી હાથોહાથ દઈ, દુકાનની દીવાલમાં બંદૂકનો ભડાકો કરી ઘોડેસવારે ઘોડી ઉપાડી મૂકી.

'થોરના દૂધથી ચોડેલી એ ચિઠ્ઠીમાં લખ્યુ હતું: 'તને મારવો હોય તો આટલી વાર. પણ ન મારું. તું પારેખનું ખોરડું. તું ઠાકોરને જલદી મનાવજે.'

'કુંડલામાં આરબની બેરખ રહેતી; ચાઉસ જમાદાર કહે કે, ચાલો એની પાછળ ચડીએ.

'ગિરધર પારેખ કહે: 'ના, ના.'

'ઓ પારેખ, તમે આ શું કહો છો? ચડયા વિના ન ચાલે.'

'ના, ના.'

'બહારવટિયો તો ચાલ્યો ગયો. ગિરધર પારેખ મહારાજ પાસે ગયા. મહારાજે કહ્યું: 'તમે ઉતાવળ ન કરો. વષ્ટિ ચાલે જ છે. અમારે પણ બહારવટું લાંબું ચાલે તે પાલવે નહિ.'

'એવામાં ગિરધર પારેખના દીકરા જમનાદાસ પરણે. જાન ડેડાણ કીકાણીને ત્યાં જાય. કુંડલાથી ડેડાણ દસ ગાઉ. રસ્તો ઘણો ખરાબ. જાનમાં એકસો ગાડાં. અઢીસો વોળા-વીઆ, વાણિયા પચાસ. બહારવટિયા સાથે વેર એ બીકથી આટલો બંદોબસ્ત.

'ડેડાણમાં વિચાર થયો, આપણે દુશ્મનાવટ પાર પાડીએ. કોઇના સાથે બહારવટિયાને કાગળ મોકલીએ.

'ભગવાનભાઈ કહે કે, 'ના, ના, હું જ બહારવટિયાની પાસે જઇશ.'

'અરે, મારી જ નાખે.'

'મારે નહિ.'

'એક બેલગાડી લીધી, એમાં વીશ મણ લાડવા લીધા, ને પહોંચ્યા સાણાને ડુંગરે.

'ડુંગર પર ચાડિકો બેઠેલ.

'એને ભગવાનભાઇએ નિશાની કરી, ધોળા ખેસથી.

'ચાડિકે આવવા ઈશારત કરી, ગયા, ને કહ્યું: 'આપાને ખબર આપો.'

'ગયા ડુંગરાની અંદર, બહારવટિયાના રહેઠાણમાં. બધા જોઈ રહ્યા.

'બહારવટિયે પૂછ્યું: 'કેમ આવવું પડયું, પારેખ ?'

'કહે કે, પિરસણું લઈને.' એમ કહી વીસ મણ લાડવા હાજર કર્યા.

'અરે પણ આટલું બધું ?'

'હા, જોવે.'

'બીક ન લાગી ?'

'ન લાગે. કળ કોણ ?'

'પછી પાછા ફરી ગયા.'

*

એ સેન્ડહર્સ્ટ રોડ પરના મકાનમાં આ વાત કહેનારનું નામ મળે છે ટાંચણમાં: એ હતા જીવા પારેખના પૌત્ર દ્વારકાદાસ પારેખ. એમની ચોકસાઈ પણ કેટલી બધી હતી! પાછળથી એમણે મને કહેવરાવ્યું કે આ કિસ્સો જોગીદાસ ખુમાણનો નહિ પણ એમની પછીના બહારવટિયા, ક્રાંકચના ઉન્નડ ખુમાણનો છે.

પારેખના પુત્ર ભગવાનભાઈનું જિગર કેટલું જબરું હશે! હાડોહાડ વેરથી ભરેલા બહારવટિયાની સાવજ-બોડમાં જનાર એ વણિકને બાન પકડાવાની પૂરી સંભાવના હતી. ને બાનને બહારવટિયા ખતમ પણ કરતા. એ જાણ્યા છતાં પોતે ચાલ્યા અને દીકરાનાં લગ્ન વચ્ચે આવી હામ ભીડી. વણિકના રક્તમાં રાજપૂતી હતી.

મારા મેઘાણી કુટુંબનો જ એક કિસ્સો યાદ ચડે છે.

પ્રેમજી મેઘાણી, ભાયાણી કાઠીઓના કામદાર, ધણીના કટ્ટર શત્રુ ધાનાણી કાઠીઓના ગામ લાખાપાદરની બજાર સોંસરા નીકળે છે. ગાડું હતું સાથે, પણ બજારમાં પોતે હેઠા ઊતરી ચાલતા હતા. હાથની આંગળીમાંથી સોનાનો વેઢ પડી જાય છે. પણ એની ખેવના કર્યા વગર પોતે ચાલ્યા જ જાય છે. ધાનાણીઓનો ભરચક ડાયરો બેઠો છે. એમાંથી એક જણે વેઢ પડી ગયેલો જોયો, સાદ પાડ્યો, 'અરે કામદાર, આ વેઢ પડી ગયો.'

પ્રેમજી મેઘાણીએ પાછળ ફરી, પલ વાર ઊભા રહી, પ્રત્યુત્તર વાળ્યો :

'જાણું છું, પણ હું ભાયાણીનો કામદાર, ધાનાણીની ધૂડમાં હાથ નાખું નહિ.'

ચાલ્યા ગયા. એવા તિરસ્કાર-શબ્દો પણ શત્રુ-હૃદયોમાં પડેલી ઉમદા લાગણીને સ્પર્શ્યા. ડાયરામાંથી કોઈએ સામો હરફ ન કાઢ્યો. જવા દીધા.

*

એ વણિક સંસ્કાર, જેના ઉપર વર્ષોથી 'વાણિયા-ગત'ના કુસંસ્કારનો પોપડો બાઝી ગયો છે, તેની ચમક, વર્તમાન યુગમાં ફરી બહાર આવી છે. બરમા, જાપાન અને મલાયામાં રુંધાઈ રહેલા વણિક યુવાનોના કેટલાક કાગળો વાંચવા સાંપડ્યા છે. કોઈ જુવાનો વિણપરણ્યા ગયા હતા ને ત્યાં જ રોકાઈ રહ્યા. કોઈ તાજાં લગ્ન કરી, મહેકતું જોબન લઈ એકાકી દરિયો ઓળંગી ગયા, પાછળ નવવધૂઓ ફફડતી

બેઠી રહી. ન સામે પારથી તાર કે ટપાલ, ન રેડિયો દ્વારા ય પતો! ત્રણચાર વર્ષે જાણ પડે છે કે એ જીવતા છે, સુભાષ બોઝનો સંજીવની-સ્પર્શ પામ્યા છે, સમગ્ર સત્ય કોઈ ગુલાબી સ્વપ્નસમું બની સમેટાઈ ગયું છે, આઝાદો હતા તે કારાગારમાં ધકેલાયા છે ને કારાગારોમાંથી એમને છોડાવવાના પ્રયત્નો ચાલે છે. એની વચ્ચે એક કાગળ વાંચવા મળે છે. નામું લખવામાં જેટલી સુઘડતા તેટલી જ સુઘડતાવાળા મરોડદાર અક્ષરોમાં લખ્યું છેઃ—

.........(બર્મા)
૧૪–૩–૪૬, ગુરુવાર

પૂ..........ભાઈ,

જય હિંદ. એક સ્નેહી મારફત....ની ચોપડી વાંચવા મળેલી. સત્યકથા પર રચાઈ છે એટલે દિલને અસર કરે એ સ્વાભાવિક છે. અંગ્રેજોએ હિંદીઓ પર કરેલો ત્રાસ વર્ણવાયો નથી. હશે. લાખો હિંદીઓ ભાગતાં ભાગતાં મરી ગયાં, અગ્નિસંસ્કાર પણ ન અપાયો.

"હજી એ દિવસ દૂર છે કે જ્યારે દેશ માટે લાખોની સંખ્યામાં મરણિયાઓ નીકળે. બંગાળના દુષ્કાળની કથા આથી ય ભયંકર છે. કાગડા કૂતરાનું મોત ભલે થાય, પણ હજી ય દેશ ખાતર શહીદ થવાનું કેમે ય ગળે ઊતરતું નથી. વારુ, ક્યારેક સમજ આવશે.

"હમણાં હું બારસો સાથીઓ સાથે કારાગૃહમાં છું. બધા આઝાદ હિંદવાળા છીએ. દસેક મહિના થયા. હજી દેશ

પહોંચતાં વરસ પૂરું થઈ જશે. અંગ્રેજો ખરે જ ભાગેડુ અને ડરપોક છે એવી ખાતરી છેલ્લાં ત્રણ વરસમાં થઈ. આઝાદ હિંદ ફોજે અંગ્રેજોને જે ઝડપથી ભગાડયા છે, તે પણ એક અભિમાનની કથા છે. દેશ આવીશ ત્યારે વાત. પૂર્ણ સ્વરાજ એ હિંદમાં સ્વપ્ન છે, પૂર્વ એશિયામાં સિદ્ધિ હતી. આટલાં વર્ષોની ખરી આઝાદી બાદ ગુલામ દેશમાં આવવાનો વિચાર સુખમય તો નથી જ. જન્મભૂમિ છે એટલે જીવન અને મરણ ત્યાં જ ઠીક છે. મારી જેવા ભાજીખાઉ જૈન માણસો પણ માણસને કાપતા થયા છે, તે પણ સમયની બલિહારી છે. ખૂબ મજા આવે છે લડાઈમાં. મારો અને મરો. બસ કોઈ ચિંતા નહિ. સહકુટુમ્બ આનંદમાં હશો. હું મજામાં છું. જય હિંદ.

લિ................"

સામાન્ય ભણતર ભણેલા, બિલકુલ વેપારી જ ધંધાવાળા એક ગ્રામવાસી વૈશ્યપુત્રનો આ કાગળ છે. ઉઘાડા નાનકડા પોસ્ટકાર્ડમાં પડેલી એ વાણી એને ભણતરે નહિ પણ ભાવનાએ સંપડાવી છે: 'હું ભાયાણીનો કામદાર, ધાનાણીની ધૂડમાં હાથ નાખું નહિ:' એ ભાષાનું પણ એમ જ હતું.

*

વનવિહારી મારા હૃદયવિહંગ, ફરી પાછા માળામાં ચાલો, ટાંચણ–પાનું ફરી એક વાર રો૦ એ૦ સો૦ના ગ્રંથાગારમાં બોલાવી રહ્યું છે. અજાણ્યો અંગ્રેજ આલ્ફ્રેડ વિલિયમ્સ તને યાદ કરે છે. એના દેશની, સોગંદ ખાવા જેવી એક જ મહાનદીના ઉપરવાસના પ્રદેશમાં આથડીને એણે 'ફોકસોંગ્ઝ

ઓફ અપર ટેમ્સ' સંઘર્યાં છે. આપણો એ સમકાલીન: એનો સંગ્રહ પણ ૧૯૨૩નો. એના પ્રવેશકમાંથી એકી ધારે ઉતારા કર્યા છે, એ કહે છે કે–

'મારે નિસર્ગ અને જીવન બેઉ જોવાં હતાં. મેં યત્ન કર્યો છે સુંદર તેમ જ વાસ્તવિક ઉભયનું આલેખન કરવાનો.

'મારે માટે ત્યાં ગીતોની હસ્તી જોયા ભેળી જ પકડાય તેવી નહોતી. સેંકડો ગામોમાં તમે ફરી વળો, આંખો ઉઘાડી ભલે હોય ને બુદ્ધિ જાગ્રત ભલે હોય, છતાં એક પણ ગીત જડે નહિ. ગીતો કંઈ ધોરી રસ્તા પર રાહ જોતાં નથી હોતાં. એ તો લપાયાં હોય છે ખૂણે ને ખાંચરે. આથી જ એ સામાન્ય પ્રવાસીઓની આંખે ચડતાં નથી.

'સાદી વસ્તુઓ જ મહાન હોય છે અને પ્રાથમિક વસ્તુઓ પાયાની હોય છે. ઇમારતનો ઉપલો ભાગ વિલુપ્ત થયો હશે ત્યારે એ પાયાની સામગ્રી જ ટકી રહેશે.

'હમેશાં એવું બન્યું છે કે જ્યારે કલા, સાહિત્યમાં કે ચિત્રમાં ઊતરી ગઈ હોય છે, ઝાંખી પડી ગઈ હોય છે અથવા સાચે માર્ગેથી ચાતરીને અધોગતિને પામી હોય છે, ત્યારે એનો પુનરુદ્ધાર મૂળનાં પ્રાથમિક સ્વરૂપોનું જ શરણ લેવાથી થઈ શકયો છે. આજે પણ આપણું સાહિત્ય, વિશેષે કરીને આપણી કવિતા,–ઊર્મિકાવ્યોની તેમ જ મહાકાવ્યોની– એ જ માર્ગે નવસંસ્કરણ માગે છે. નવા ભાવોદ્રેકને આપણે મારવો કે રુંધવો નથી, પણ જૂની નસોમાં નવું રુધિર ભરવું છે, નવી નસોમાં જૂનું લોહી નહિ.

'જે મરણ પામ્યું છે તેને ઢંઢોળ્યે કશો લાભ નથી. સારું કે નરસું, મર્યું છે તે છે મર્યું. પણ એના પર વિસ્મૃતિની ધૂળ વાળી દેતાં પહેલાં ખાતરી કરજો કે શું ખરેખર એમાંથી પ્રાણ ચાલ્યા ગયા છે?

'મારો દાવો છે, કે જૂનાં લોકગીતોને જન્માવનાર 'સ્પિરિટ' હજુ મર્યો નથી, મરી જઈ શકે નહિ, અને ભલે બહિરંગ ઘાટે આકારે નહિ તો પણ ભાવિ કાર્યના પાયા લેખે એ જૂના સ્પિરિટની નવજાગૃતિ કરવી એ હિતાવહ છે.'

# સજણ ગિયાં ને શેરીયું રહી !

**વિશ્વ-સાહિત્યમાં** ઠેકાણે ઠેકાણે બે તત્ત્વોને સામસામે છેડેથી ખેંચી લાવીને ભેગાં બેસારેલાં જોવાય છેઃ મરણ અને પરણ, લગ્નમંડપ અને મસાણ, કંકુ અને ભસ્મ. મારી ટાંચણપોથીનાં નવાં પાનાંમાં પણ એવાં બે તત્ત્વોની જોડી બની ગઈ છે, એક જ શાહીએ ને કલમે, એકી બેઠકે, (અનુમાન થાય છે કે ચાલતી ટ્રેનમાં કોઈક ભરવાડે કથેલાં) ત્રૂટક છૂટક જે લોકકવિતાના ટુકડા ટપકાવ્યા છે, તેમાં પહેલું આ પદ છે–

કાયા બાંધી કટે લાકડે,
ફરતાં શ્રીફળ ચાર;
પંડ પરમાણે પાંભરી,
ખોટપેને તાર. (?)
નગરમાંથી નનામિયું નીકળિયું,
તે દી' નેજા ફરૂકે ચાર.

મસાણે જૈને મડાં લૂંટશે,
વાશે વા ને ઊઠશે સેલીયું;

જેઠવો રામનો કે’—
કાયા બાંધી કટે લાકડે,
ફરતાં શ્રીફળ ચાર.

*

જેઠા કે’
એક દી’ના જાવું એકલાં
કાં રે’વી મસાણે રાત;
ગોળા છૂટે ગેબના,
(તે દી’) ઘટડું પામે ઘાત.

દાર્શનિક લોકકવિ આ જેઠો તો આ પાનાં પર આપણો જાણીતો સહયાત્રી છે. લોકવાણીમાંથી જીવનરસ પીતો પ્રવાસી–માનવ ઘડીક એ ફિલસૂફનું પદ બોલી સ્મશાનનાં સ્મરણ આપે છે, ‘વાશે વા ને ઊડશે સેલીયું’ એમ યાદ કરાવી આપણા પિંડની બની ગયેલી રાખને પવનમાં ઊડતી બતાવી ઠીક વ્યંગ કરે છે, અને તે પછી વળતી પળે એ પ્રવાસી ચૂડ વિજોગણની પ્રેમ–કવિતામાં લેટી પડે છેઃ—

સાજણ સિવાડે ચરણિયો,
ફરતી મુકાવે કોર;
ઉરે ટંકાવ્યાં આભલાં,
હૈડે લખાવ્યા ઝીણા મોર.
હૈડે લખાવેલ મોર તે ખરા,
ઈ સાજણ છે પાકા તેલના ઘરા,
બોલે મીઠું ને કરે છે ગોર.
સાજણ સિવાડે ચરણિયો, ફરતી મુકાવે કોર.

*

નવી જ ઉપમા મળી—સ્વજન એ તો ‘પાકા તેલના ઘરા’—પાણીનો નહિ, પાકા તેલનો ભરપૂર ધૂનો!

સજણાં ચડયાં ચોરીએ,
ચકલાં બાંધ્યાં ચાર;
બાથમાં ઘાલી બેસારો માયરે,
કોડે જમાડો કંસાર.
કોડે જમાડો કંસાર તે લગારક ચાખશે,
પછે પીઠિયાળી વરમાળ ડોકમાં નાખશે.

*

ઊજળાં સાજણને ન સારીએ
જેની કાયામાં હોય બો'ળા કાંટા;
સાજણ દી'એ પાડે હા,
રાતના ખવારે આંટા.

આના રચયિતા જેઠો ને ચૂડ વિજોગણ, બેઉ બાદ દેવાય છે. કવિ નહિ, કવિતા જ રહી જાય છે. લોકવાણીમાં શ્વાસ ઘૂંટનાર એ સંગાથી મુસાફરનું મન જ આપણા વિચારનો એકમાત્ર વિષય રહે છે. પ્રિયજન–સ્વજનનાં પરણેતરનો ચિતાર મહાલીને એ વળતી જ ક્ષણે ચંચળ સ્વજન–મનથી ચેતી જવા કહે છે. પ્રેમમાં મળેલી નિરાશા એ તો ભારી સાર્વ-જનીન ભાવ લાગે છે! કોણ જાણે ક્યાંથી કાને પડેલાં, કેટલી પેઢીએ ટોચાતાં ને ખરી જરી જતાં આ ખંડિત પદોને એ ભરવાડે પકડી, કલેજે ને કંઠે રમમાણ રાખ્યાં હશે—

સજણે શીખું માગીયું,
રુદાના રામ રામ કરે.
પલમાં ખોળા પાથર્યા,
ચડીને થિયાં સવાર.

ચડીને થિયાં સવાર, તે ઊભાં સલામું ધરે
સજણે શીખું માગીયું, રુદાના રામ રામ કરે.

*

સજણે સાંકળું ચડાવીયું,
ખોરડાં કર્યાં ખાલી;
પાડોશમાંથી પ્રીતાળુ ગિયાં,
હેડાઉત ગિયાં હાલી.

હેડીનાં—સરખી જોડીનાં સ્વજન, ઘરને સાંકળ ચડાવી પાડોશમાંથી ચાલ્યાં તો ગયાં, તે છતાં એ જ્યારે બાજુમાં વસતાં હતાં તે કાળનું તેમનું સૌંદર્ય તો નથી વીસરાતું—

સજણાં ખાંડે જે દી' ખાંડણાં,
હલકે ઉપાડે હાથ;
દસે આંગળીએ ચોગઠ્ય વળે,
નવરો દીનોનાથ.

નવરો દીનોનાથ ને માહ્ડાં ઘડ્યાં,
માહ્ કમાણસને પાને પડ્યાં.

હરેક પ્રેમિકની એ જ માન્યતા! પોતે સુમાણસ અને સ્વજનને જે પરણી ગયો તે કુમાણસ. ખેર, એ આશ્વાસન કંઈ ઓછું નથી. આપણને ગમે છે તે તો આ 'માહ્ડાં' (માનવી) જેવો લાડ-પ્રયોગ. પ્રેમની વિષમતા તો આ છે કે—

સજણાં ઝાંપે ને અમે શેરીએ
વચમાં વણુંધાઈ રિયાં,
સજણ, તમે લોભી અમે લાલચુ,
કોક દી અંબોલડા ભાંગ્ય;
મોઢે ચડી તમે કે'દી, માગેલ નૈ,
અમે કે'દી, પાડેલ ના?

વિદાય લેતાં 'સજણ'ની સાથે આટલો ઝડપી વાર્તાલાપ પણ થઈ જાય છે. પછી તો પ્રવાસી સાથી સોન-હલામણ,

નાગમદે-નાગવાળો, શેણી-વીજાણંદ, મેહ-ઉજળી વગેરેની કરુણાન્ત પ્રેમગાથાઓમાં ઊતરી પડી દુહા પર દુહા રેલાવે જાય છે. ખંડિત અને તેમ છતાં મૂળ વિષયને વળગી રહેતી એ કવિતા સૂત્રાત્મક સ્વરૂપને પામી રહે છે—

સજણ ગિયાં ને શેરીયું રહી,
ઊડવા લાગી ખેપ;
ઊડવા લાગી ખેપ તે ઝારા ઝરે
ઓતરની વાદળી સૂકાં સ્રોવર ભરે.
તૂટી પાળ તે નીર ગ્યાં વહી,
સજણ ગિયાં ને શેરીયું રહી.

છેવટે—

માયા રાખજો માનવી, હૈયે રાખજો હેત;
બોલ્યાં ચાલ્યાં માફ કરજો, અવગણ અમારા અનેક.

એમ કહીને પાછા વળવું જ રહ્યું! પણ પછી પાછો નરને બદલે નારીને ઝૂરવા વારો આવે છે આ અડબૂથની વાણીમાં—

સાજણે ઘોડો શણગારિયો,
દોરી કાઢયો ડેલા બા'ર;
વજોગણી ખોળા પાથરે,
સજણ, ઘેરે શિયાળો ગાળ.
ઘેરે શિયાળો ગાળ્ય તે આડયું
અમો તમારા જીવની નાડયું.

તે પે'લાં લૈને અમને બરછીએ માર,
સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢયો ડેલા બા'ર.

*

વાટ છે જૂની ને પગ નવો,
ચંગો માડુ જાય,
કરને હૈડા પંખડી
માટે મેળા થાય.

માટે મેળા થાય તે ઘડી દો ઘડી.
ખેલાડુ સાજણ જાશે વહાણે ચડી.

ગયાં સ્વજન, વહાણે ચડી ગયાં, હૈયાએ પાંખ કરી નહિ, પછી તો રાત્રીએ—

સજણ સ્વપને આવિયાં,
ઉરે ભરાવી બાથ,
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં,
પલંગે પછાડું હાથ.

પલંગે પછાડું હાથ ને કાંઇ ન ભાળું.
વાલાં સજણ સાદ બોલ્લે આંસુ ઢાળું.
આદર્યાં કામ તે અધવચ રિયાં,
જાગીને જોઉં તો સજણ જાતાં રિયાં.

*

વિપ્રલંભની ઊર્મિ સર્વ સંયમ સાચવતી સાચવતી યે વધુ ને વધુ આંતરિક ઉત્કટતા ધારણ કરે છે—

સાજણ વોળાવી હું વળી,
આડાં દીધાં વન;
રાતે ના'વે નીંદરા
ને દી'એ ન ભાવે અન્ન.

દી'એ ન ભાવે અન્ન તે અણોસરાં;
નાખવાં બાણ તે કાઢવાં કાળજ સોંસરાં.

આંખ્યુંની ઓળખાણ ને મુંદરા મળી,
સાજણ વોળાવીને હું તો વળી.

*

સાજણ વોળાવી હું વળી,
ઊભી વડલાની છાંય;
વડલો વરસે મોતીડે,
ડાળ કોળાંબા માંય.

કોળાંબો ભાંગીને કટકો થયો,
પ્રીતનો માર્યો સાજણ પરદેશ ગિયો.
ભાળી ભોમ તો લાગે ગળી,
સાજણ વોળાવીને હું રે વળી.

અરે સ્વજન ! રહી જાવ ને ! કહેશો તે ખિદમત કરીશ–

સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા;
ઓરૂં માથે ઉતારા દૈયેં, કરીએં છતરિયુંના છાંયા.
કરીએં છતરિયુંના છાંયા ને તમને વરિયેં;
કલેજાં માગો તો લૈ મુખ ઉપર ધરિયેં.
નમ્યો છે દી, ને ઢળી છે છાંયા,
સજણરિયો તો રાખિયેં, લાગી તમારી માયા.

ઓરૂં માથે – ઉર પર, છાતી પર – ઉતારા દઉં: પ્રણય – કવિતાની ઘણી ઊંચી કક્ષાએ પહોંચી ગઈ લોકકવિતા. ફરી પાછી એક ચોટદાર, અને લોકસાહિત્ય સિવાય અન્યત્ર અસંભવિત એવી ઉપમા મળે છે આ રેલગાડીના ઓતડ સાથી પાસેથી :

સજણાં ! તમારી શેરીએ,
(અમે) ગળીને ખાતર થયાં

ગળીને – કણેકણમાં ગળી જઈને—નરમ ઉકરડો બની જવું, વાવેતરની ભોંયમાં રસકસ પૂરનાર પદાર્થ બની જવું, પારકી સુગતિને ખાતર સ્વયં દુર્ગતિને પામવું, એ દશા પ્રિયજનને કારણે પોતાની કરી નાખ્યા પછી વિચ્છેદ પડતો બતાવ્યો છે.

*

લોકકવિતાનો રાંક પ્રતિનિધિ એ મારો સહયાત્રી પ્રથમ દેહની ક્ષણભંગુરતાનાં અને પછી 'સજણાં'ના સ્નેહમાં સાંપડેલી વિફલતાનાં પદોમાંથી જોબનની વિદાય પર ઊતરી પડ્યો હતો –

કાના કેસા ને લોચના, ડગમગતે દાંતે,
ઈને લાંછન લાગશે, એક જોબન જાતે.

કાળા હતા કેશ, બદલાઈ ને બીજા થિયા;
દલને ભોંઠપ દેછ, દુનિયાને કાંઉ દેખાડિયેં.

જુવાની હતી તે જાતી રહી, દેઈ ને નાંખી દળી;
રાણો કે, શું વાવરિયેં, ભર્યાં ભગરાં પળી.

દેઈ ને દળી પીસી નાખી. ભગરાં–ધોળાં પળીઆં આવી ગયાં. શા માટે આમ? જોબનને સંસારી જન ઠપકો આપે છે–

જોબન! મેં તને ગણ કર્યો,
પહર ચાર્યાં સારી રાત;
એક તુંમાં અવગણ ભલે,
મને લાકડી દઈ ગયો હાથ.

જોબનિયા, તુંને જાળવ્યું, ચાર્યું માજમ રાત;
જાતાં જાણ્યું હોત તો, ઉછી ઉધારાં કરત.

*

નાની એવી બે પંક્તિમાં પણ રૂડું રૂપક મૂકી આપ્યું –'ચાર્યું માજમ રાત': વનવાસી સંસારની માટીમાંથી આપોઆપ ઉદ્‌ભવતી એ કલ્પના લોકસાહિત્યનો વિશિષ્ટ પ્રકાર બતાવે છે. પશુઓને આખી રાત પહર ચારનારાં માનવો જોબનને એમની ન્યારી રીતે પિછાને છે.

*

દાંતને પણ પડતા દેખીને લોકકવિ ઉપાલંભ દે છે:

**દંતડા, દિન સંભાર, શી શી ચીજું ચખાડિયું,**
**લાજ્યા નહિ લગાર! હાડાં પહેલા હાલિયા!**

પણ લોકકવિતા 'ફ્રસ્ટ્રેશન'નું – વિફલતાનું શરણું સ્વીકારતી નથી. સમાધાનવૃત્તિ એ એનું મોટું લક્ષણ છે. વિદાય લેતા દાંત સ્વામીના એ ઉપાલંભનો તરત જવાબ વાળે છે –

**અમને ન દેજો દોષ, જાયું તે સૌ જાવશે,**
**રૂદા ન ધરજો રોષ, (અમારાં) પેઢાં પ્રતમ્યા પાળશે.**

એવા વાર્ધક્યના વિચાર-પગથિયેથી જ શું મારો ભરૂ (ભરવાડ) ભાઈબંધ યાત્રાસ્થાનોની યાદમાં ઊતરી પડ્યો હશે? ત્રૂટક છૂટક અને પરાપૂર્વના સંબંધ વિનાનું એનું કાવ્ય-રટન ઊંડાણે એના અંતસ્તલમાં શું કોઈ સંબદ્ધતા અને સુમેળ સૂચવતું હતું? એણે ગિરનારના કોઈ તીર્થ-સલિલને સંભાર્યું:

**મરઘી કુંડના પથ્થરા, (તુંને) કેતા જુગ થિયા?**
**માનવી હતાં તે મરી ખૂટયાં, પથરા ઈના ઈ રિયા!**

પથરા રિયા તે ખરાખરી,
ભત્રેશરની બજાર છે ઈંદ્રાપુરી.

*

મરઘી કંડને કાંઠડે, અમે પથરા સરજાયેં પ્રાણ,
વાલી લાગે વનરા, લીલાં નાગરવેલ પાન;
લીલા નાગરવેલ પાન તે ચાબ્યાં નો ખૂટે,
જે જાય ગરવે ઈ કૂતરાં મીંદડાંનો અવતાર છુટે.

*

ભારી દેરૂ ભીમાણંદનુ, ને પગથિયાંનો પાર,
ચડતાં સાજણ લપટયાં, તૂટયો હૈયાનો હાર:
હવે વીણવાં મોતી ને પરોવવો હાર,
ભારી દેરૂ ભીમાણંદનું, ને પગથિયાંનો પાર.

*

આમ ફરી ફરી પાછા તીર્થપથે પણ 'સજણાં'નાં સ્મરણો પાની ખૂંદતાં પાછળ પડે છે! કોણ જાણે કેમ પણ પહાડની સ્મૃતિની પછવાડે નદીની યાદ ગૂંજે છે—

માતાની શેતલ સુકાણી, નિર્જળ નદી-નવાણ,
આભેથી ફોરૂં નવ પડ્યું, કૂંજડી ગઈ મેરાણ.
કૂંજડી ગઈ મેરાણ તે નિસાસા નાખી,
સુકાણાં પાન ને વનરા થઈ ઝાંખી.

અને પરોડથી સવાર સુધીનો રેલગાડીનો આ સંગાથી ધોળા જંકશન ઢુકડું આવતાં, જીવની આખરી ગતિને યાદ કરાવતું એક ભજન ગાઈને જુદો પડયો—

ચેતનહારા ચેતી લેને ભાઈ!
જાવું છે નિરવાણી,

જાવું છે નિરવાણી ગરૂ મારા !
જાવું છે નિરવાણી રે—ચેતનહારા૦

માટી ભેળી તારી માટી થાશે,
પાણી રે ભેળાં પાણી;
કાચી કાયામાં કાંઈ યે ન જાણ્યું ભાઈ !
શું ભૂલ્યો તું તો પ્રાણી રે—ચેતનહારા૦

રાજા જાશે પરજા જાશે,
જાશે રૂપાળી રાણી;
ઈંદરનું ઈંદ્રાસન જાશે
બ્રહ્મા ને બ્રહ્માણી રે—ચેતનહારા૦

*

અવિચળ વાસ ગુરુને ચરણે,
દાસી પોતાની જાણી;
ગુરુ પ્રતાપે ગાય અમરસીંગ
બોલ્યા અમર વાણી—ચેતનહારા૦

સ્મશાનની સેલી (રાખ)થી શરૂઆત કરીને સમાપ્તિ પણ 'જાવું છે નિરવાણી' થકી જ કરી. વચ્ચે એણે સજણાંનાં સૌંદર્ય, વરમાળ, માયરાં, વિદાય, શેરીઓના સૂનકાર, ખાલી પડેલ ખોરડાં, ચાલી નીકળેલ સ્વજનની વેલ્યની ઊડતી ખેપટ, આડાં દેવાઈ ગયેલાં વન, સ્વપ્નાલિંગન, ખોબલે ખોબલે આંસુડાં, પલંગે પછડાતા હાથ—એમ પ્રગાઢ પ્રણયની આરઝૂઓ ગાઈ. પછી, વહી જતા જોબનની વિદાય ગાઈ, શૂન્ય સંસારને પાછળ છોડી તીર્થશૃંગોનાં ચડાણ ગાયાં, ને છેલ્લે નિર્વાણ ગાયું. એ ગાન એક ને અખંડ છે. લોકકવિતા સમુચ્ચય-સ્વરૂપ છે. સમગ્રતાએ જ એનું ગાયેલું ચડવું જોઈએ. એના

એકાદ કોઈ પ્રદેશને જૂટો પાડીને સમૂહ–જીવનનું તત્ત્વરહસ્ય તોળાય નહિ.

*

આ પ્રવાસ ક્યાંનો હતો? ક્યારનો હતો? આગળ આવતું એક પાનું પતો આપે છે. ૧૯૨૯ની સાલ અને ફેબ્રુઆરીથી એપ્રિલના એ મહિના હતા. વસવાટ હતો ભાવનગરમાં. મુંબઈની જ્ઞાનપ્રસારક મંડળીના આશ્રયે પખવાડિયે અકકેક એવાં છ વ્યાખ્યાનોનું સત્ર મળ્યું હતું. દર વ્યાખ્યાને ભાવનગરથી મુંબઈ જતો. એમાંના એક પ્રવાસેથી પાછા વળતાં આ સાથી ભેટી ગયો હતો. એ વ્યાખ્યાનમાળાનું ટાંચણ માનસપટ પર રહ્યું છે. કાવસજી જહાંગીર હૉલમાં શ્રોતાસમૂહ ચિકાર રહેતો. પ્રમુખસ્થાને બેસતા સ્વ. ડૉ. સર જીવણજી મોદી : પેલા રૉયલ એશિયાટિક સોસાઇટીના મારા વાચન–ખંડમાં લગ્નગીતો પર અંગ્રેજી નિબંધ વાંચનારા જે વૃદ્ધ વિદ્વાન હતા તે જ એ ડૉ. મોદી.

એમની પાસે મને મોકલનાર મુરબ્બીશ્રી કૃષ્ણલાલ ઝવેરી. મારી સૌ પહેલી નાનકડી કૃતિ 'કુરબાનીની કથા'થી લઈ આજ પર્યંત મારી લેખનપ્રવૃત્તિમાં જેમનો રસ કદી ન્યૂનતાને પામ્યો નથી એવા એ મુરબ્બીને મળવા ગયો હતો મુંબઈમાં. કહે કે 'ઝવેરચંદ, ડૉ. જીવણજી મોદીનો આ કાગળ છે. એ લખે છે કે સૂરતમાં પોતે હમણાં ગયેલા ત્યાં ગુજરાતી સ્ત્રીઓનાં લગ્નગીતો સાંભળી આવેલ છે, ને એ વિશે વધુ જાણવા માગે છે. તું જ જઈને એમને બધું કહી આવ.'

એમની ચિઠ્ઠી લઈ ને ગયો. એ પારસી બુઝર્ગને મેં ગુજરાતી

લગ્નગીતોના મારા સંગ્રહ ‘ ચૂંદડી ’ની વાત કહી. પહેલો જ પ્રશ્ન એમણે આ પૂછ્યો : ‘ ચૂંદડી ’ શબ્દની વ્યુત્પત્તિ શું છે ? ’ મારી પાસે ઉત્તર નહોતો. કહે કે ‘ યુ મસ્ટ નો ધેટ. ’ ( એ અર્થ મેં સોળ વર્ષ પછી મેળવ્યો ! પ્રશ્ન મન પર રહી ગયો હતો. ગયા ઇતિહાસ–સંમેલન વખતે શ્રી કેશવરામ શાસ્ત્રીજીને પૂછ્યો. એ કહે કે ચંદ્ર પરથી ચૂંદડી, ચંદ્ર પરથી ચંદ્રકળા;—ચંદ્ર જેવી બુટ્ટાળી ભાત હોય છે ને, તે પરથી ચૂંદડી. )

*

પછી ડૉ. જીવણજીએ, શ્રી ઝવેરીના સારા અભિપ્રાય પર આધાર રાખી મને કહ્યું: ‘ અમારી જૂની સંસ્થા જ્ઞાનપ્રસારક મંડળી છે. એનું છ વ્યાખ્યાનોનું વાર્ષિક સત્ર હોય છે. દરેક વ્યાખ્યાન માટે જુદા જુદા વ્યાખ્યાતાને નોતરીએ છીએ. વ્યાખ્યાન દીઠ રૂા. પચીસની રકમ આપીએ છીએ. આ વર્ષનાં છ વ્યાખ્યાન તું ન આપે ? ’

આવા પ્રખર વિદ્વાનની સમક્ષ ઊભવાની અશક્તિનું ભાન છતાં, વ્યાખ્યાનો કેમ અપાય તેની ગમ ન હોવા છતાં, કામ કામને જ શીખવશે એવી જ આશાથી સ્વીકારી લીધેલી એ વ્યાખ્યાનશ્રેણીમાં હું પાર ઊતર્યો. વિશેષ યાદ આવે છે છેલ્લા વ્યાખ્યાનની સંધ્યા. રણજિતરામ સુવર્ણચંદ્રકનું પહેલવહેલું સન્માન પામીને મુંબઈ છેલ્લું ભાષણ દેવા ગયો હતો. પોતે કડક હતા, કરડા હતા, સહેલાઈથી પ્રસન્નતા બતાવતા નહિ, શિખાઉ માણસ મલકાઈ છલકાઈ જાય એવી રીતે વર્તતા નહિ. મારો ચંદ્રક હાથમાં લઈ, પંપાળી પંપાળી સર્વ શ્રોતાસમૂહને

એ બતાવી મને કહ્યું : 'આ ચંદ્રકથી તારી જવાબદારી ઘણી બધી વધી જાય છે. સંશોધન કરતો જ રહેજે, મલકાઈ જતો ના.'

સેંકડો ગુજરાતીઓની સાક્ષીએ સ્વીકારેલો એ ગુરુમંત્ર સતત કાનમાં ગૂંજતો રહ્યો છે. યથાશક્તિ એનું પાલન કરે ગયો છું

# જોખમની વચ્ચે જીવવાની મોજ

**જ્ઞાન**પ્રસારક મંડળીવાળું બીજું, કે પછી ત્રીજું, વ્યાખ્યાન આપવા મુંબઈ જતો હતો. વઢવાણ જંકશનથી એક સ્નેહીનાં પુત્રી અને એમનું ધાવણું બાળક સાથે થયાં. બીજો સંગાથ નહોતો, પણ હું ઘરનો જ સથવારો સાંપડયો. સ્નેહીનાં પત્ની નચિંત બન્યાં. કહે તાર કર્યો છે, જમાઈ સ્ટેશને આવશે.

વળતી સવારે ગ્રાંટરોડ સ્ટેશને ઊતર્યા, સામે કોઈ આવેલું નહોતું. બહાર નીકળી વિક્ટોરિયા કરી. આઠ જ આનામાં વિક્ટોરિયાવાળો મુસ્લિમ છેક ભીંડીબજાર આવવા તત્પર બન્યો! ગાડી ચાલી. માર્ગ મોટે ભાગે સુમસામ દેખાય. પણ કંઈ કારણ પૂછવા–જાણવાનું ઓસાણ જ ન ચડયું. મહમદઅલી રોડ પર આવ્યાં, તો પણ પરિસ્થિતિની વિચિત્રતા વિચારમાં ન આવી. વિક્ટોરીઆ છેક જુમામસીદ નજીકના એક બે માળવાળા મકાન પર જઈ ઠેરી, ત્યારે નજર પડી કે એ મકાનનું પ્રવેશદ્વાર બંધ છે, આજુબાજુ બધા માળા બિડાયેલા છે, મસાણ જેવો મામલો છે, માર્ગ પર

સુનકાર છે, અવરજવર નામ નથી, છે ફક્ત, સામે ઉઘાડી પડેલી ભોંય ઉપર લજ્જતથી ચૂપચાપ બેઠેલ કાળાં કપડાંવાળા સોએક શખ્સોનું ટોળું. આઠે દહાડે મજૂર હોય તે હુલ્લડમાં મવાલી બને છે.

‘કોઈ બોલતું કાં નથી? અરે બોલો!’

જવાબ નથી જડતો. ગાડી થંભી ઊભી થઈ રહી છે. સ્નેહીનાં પુત્રી ખોળામાં બાળક સાથે હજુ વિકટોરીઆની અંદર છે.

મારી નજર મકાનની બારીઓ પર પડી: એ બધી બંધ હતી. નજર ચડતી ચડતી અગાસીએ પહોંચી ત્યારે દેખાયા ધોતિયાં ને ખમીસભેર ખુલ્લે માથે ઊભેલા મૂંગા હિન્દુ મહોલ્લાવાસીઓ; એમાં આ બહેનના પતિને જોયા. કહ્યું:

‘અરે ઉઘાડો તો ખરા,....બહેનને લાવ્યો છું.’

જવાબ નથી દેતું કોઈ. મને મૂઢને પણ સમજ પડતી નથી પરિસ્થિતિની. થોડી વાર રહીને એ ભાઈ નીચે આવે છે, બારણું ખોલે છે, પત્નીને ને બાળકને સામાન સહિત ચુપચાપ અંદર લઈ લે છે, મને કશું કહેવા પણ થોભતા નથી. હું ગાડી-વાળાને ભાડું ચૂકવી મારું બિસ્તર ખભે ભરાવી ચાલતો થાઉં છું. પેલા સોએક શખ્સો તાકતા ચુપચાપ જ્યાં બેઠા છે ત્યાંથી જ મારો માર્ગ છે. એમાંનો એક જણ મને ફક્ત એટલું જ પૂછે છે—

‘કેમ બાબુ, ઉપડાવવું છે બિસ્તર?’

‘ના,’ કહીને હું મહમદઅલી રોડ પર ચડું છું.

*

એ જ ક્ષણે એક ભાડૂતી મોટરગાડી ત્યાં નીકળે છે. થોડેક જઈ ને એ ગાડી ઊભી રહે છે. અંદરથી ડોકું કાઢીને ડ્રાઈવર મને તદ્દન ધીરે અવાજે પૂછે છે: 'ક્યાં જવું છે?'

કહ્યું, 'ધોબી ગલીમાં.'

'બેસી જાવ ગાડીમાં.'

'કેમ?'

'ખબર નથી? અહીં તો હુલ્લડ ચાલે છે. આ તો હુલ્લડનો અડ્ડો છે. આ બેઠા છે તેને જોતા નથી? હમણાં તમારું કામ કાઢી નાખશે.'

મને સાંભરે છે કે પેલું ટોળું સળવળતું હતું. એ સળવળાટ તુરત શમી ગયો.

અજાણ્યો ડ્રાઇવર, મને એકદમ ગાડીની અંદર લઈ ધોબી ગલીમાં ઉતારી ગયો. ત્યાં પણ વેરાન દશા હતી. નીચેના દરવાજા બંધ. ઉપર જોયું. ઊભા હતા મારા પિતરાઇ ભાઈ, મુંબઈના લોકસેવક ડોક્ટર મેઘાણી અને ચાર ખેતાણી ભાઇઓ (જેઓ તે કાળે સ્નેહીઓ હતા, આજે નિકટના આપ્તજનો બન્યા છે).

મોટરવાળાને એક રૂપિયો આપતાં આપતાં પૂછ્યું:

'કેવા છો?'

'મુસલમાન.'

*

એ તો ગયો. માળો ઉઘાડી મિત્રોએ મને ઉપર લીધો, પછી પૂછ્યું: 'જાણતા નથી? હુલ્લડ ચાલે છે!'

કહ્યું કે 'હું તો વગર જાણ્યે છેક મૃત્યુના મોંમાં પગ મેલી આવ્યો. કશી ખબર નથી. ગાડીવાળાની ચુપકીદીનો મર્મ હવે મને સમજાય છે. પણ એનો શો વાંક! પેલાં બહેનના પતિએ પોતાની સગી સ્ત્રીને ને બાળકને લેવા ઊતરવામાં તો વિલંબ કર્યો, પણ લેવા આવીને મને તો શબ્દ સરખો ય ઉચ્ચાર્યા વગર ઝપાટાબંધ બારણાં બીડી લીધાં, ને પચાસેક મર્દો અગાસી પરથી એક હરફ વગર, મને નીચે એકાકી ને અસહાય અવસ્થામાં જોતા રહ્યા. પેલા ટોળામાંથી એકે પૂછ્યું કે, બિસ્તર ઊપડાવવું છે! બસ તે સિવાય કશો સંચાર પણ ન કર્યો. જરા છેટે જવા દઈ પાછળથી જે કરવું હતું તે કરી નાખત; પણ એક મુસ્લિમ ડ્રાઈવરે મને ઊંચકી લીધો.

એમ કહેતો ઉપર જઈ જોઉં છું તો ચારેક જે ઘર હતાં તેમાં સ્ત્રીવર્ગ અને બાળકો હાજર નથી! 'એ બધાંને વગેસગે કરી આવીને અમે મરદો જ અંદર રહી રાંધીને ખાઈએ છીએ. ઘરમાં જે કાંઈ છે તેના પર જ ગુજારો ચાલે છે. આ ગલીમાં હિંદુ ધોબીઓ રહે છે, તેઓ મક્કમપણે અહીંથી હુલ્લડખોરોને વેગળા રાખી રહેલ છે અને અમારી સલામતીના ચોકીદાર બન્યા છે. તમે કેમ આવ્યા તે તો કહો!'

'લોકસાહિત્યનું ભાષણ દેવા.'

'અરે આજ તે કાંઈ ભાષણ હોતું હશે? તમને ખબર નથી આપ્યા એ લોકોએ?'

'ના.'

'પણ બંધ રાખ્યું જ હશે એ તો.'

'મારે મંત્રીને પૂછી આવવું જોઈએ.'

'ક્યાં ?'

'ગ્રાંટરોડ પાસે પારસી કોલોનીમાં.'

'શી રીતે જવાશે ?'

મેં કહ્યું કે, 'જવાશે. મારા ગજવામાં આ છે.' એમ કહીને મેં મારી પરવાનાવાળી રિવોલ્વર કાઢીને તે મારા યજમાનોને દેખાડી. તુરત સૌના મોં પર એક ચમક ચડી ગઈ અને ખેતાણી મણિભાઈ મારી સાથે ચાલી નીકળ્યા.

*

'નહિ નહિ, વ્યાખ્યાન તો આજે સાંજે આપવાનું જ છે.' મંત્રીનો એ જવાબ મળ્યો. મને એ જવાબ ગમ્યો હતો. ખોપરીમાં એક ખુમારી ભરી હતી. જતાં ને વળતાં, પગે ચાલતાં જે સાંકડી ગલીઓ વટાવતા હતા ત્યાં ત્યાં મારો હાથ છાતીના ડાબા પડખા પર કબજાના અંદર ભાગની જેબ પર જતો હતો. કેટલો રોમાંચક એ સ્પર્શ હતો ! ગિરનાં પરિભ્રમણોમાં મારી સાથે ઘૂમેલી નાનકડી રિવોલ્વરનો એ સ્પર્શ દેહમાં નખશિખ નવલું સ્પંદન જગાવતો હતો. આજે સમજું છું, કે હુલ્લડખોર ટોળાંની વચ્ચે ઘેરાઈ ગયે આ રિવોલ્વર એના માલિકનો જાન બચાવી તો ભાગ્યે જ શકી હોત. છતાં એને હાથમાં લઈને ઘોડો ચાંપતો ચાંપતો છ ગોળીબાર કરી લીધા પછી પટકાવાની એક મોજ પડી હોત, અથવા કદાચ એક દગલબાજ

છૂરીના સપાટાએ આ હથિયાર બહાર કાઢવાનો યે સમય ન આવ્યો હોત. તે બધું આજે તો સ્પષ્ટ સમજાય છે. તે દિવસે દિલમાં રંચ માત્ર ફફડાટ ન હતો. મુકાબલાનો મોકો મળતાં, કતલખાનાના બકરા પેઠે નહિ જ મરવું પડે એવો એક મિજાજ મનનાં છિદ્રોને ભરી રહ્યો હતો. 'Live dangerously : જોખમના ભય વચ્ચે જ દમ ઘૂંટો, દોસ્તો !' એ સુભાષચંદ્રનું સૂત્ર આજે લાખો કલેજાંને સર કરી ચૂક્યું છે એમાં આશ્ચર્ય નથી. તે દિવસની સહચરી રિવોલ્વર આજે છાતીસરસી નથી રહી, છતાં એની યાદ પણ થીજેલા લોહીમાં થોડો અગ્નિરસ સીંચે છે. વ્યાખ્યાનમાં પ્રમુખ ને મંત્રી, સ્ત્રીઓ ને પુરુષો બધાં બરાબર આવ્યાં. રાતે વ્યાખ્યાન બરાબર પતાવી કાઠિયાવાડ મેઈલમાં મુંબઈ છોડ્યું. તે પછી હુલ્લડ વધુ સળગી ઊઠ્યું.

*

આ વ્યાખ્યાનોનો સારભાગ સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'માં પ્રકટ થતો. એ રજકણોના વિસ્તરણનું વર્તુલ ઘણું પહોળું હતું; પણ એનો પડઘો એક દિવસ જે દિશાએથી આવ્યો તે તો અણચિંતવી દિશા હતી. પોંદીચેરી ખાતેના શ્રી. અરવિન્દ ઘોષના આશ્રમમાંથી એક કાગળ આવી પડ્યો. લખનારનું નામ તો વળી વિશેષ અણધાર્યું નીકળ્યું. ગુજરાતના યૌવન-લોખંડને વીરશ્રીની એરણ પર ટીપનાર શ્રી. અંબુભાઈ પુરાણીની નામના સાંભળી હતી. પણ મર્દાઈને કસનાર એ આદમી પાસેથી લોકસાહિત્યના રસની ધારણા રાખવા જેવું કંઇ કારણ નહોતું. વળી અમે બેઉ તો પરસ્પર

બિલકુલ અજાણ્યા, એટલે કાગળ વાંચી કૃતાર્થતા લાગી. વ્યાખ્યાનની ભૂલોને નિર્દેશતો એ કાગળ પ્રેમથી અંકિત હતો. એ કાગળ તો ખોવાયો છે, પણ એમાંની એક વાત યાદ છે. હાલરડાંના સ્વરમાધુર્યની લાક્ષણિકતા ચર્ચતાં મેં કથેલું કે 'ળ' અક્ષર સંસ્કૃતમાં નથી; હાલાં ગાતી લોક-જનેતાના કંઠમાંનું એ મૌલિક આવિષ્કરણ હોવા સંભવ છે. અંબુભાઈએ લખ્યું કે, 'ળ' તો વેદમાં મોજૂદ છે. મારે માટે એ ભણતર જરૂરી હતું. પછી બીજો કાગળ આવ્યો. જીવનદૃષ્ટિનું ધરમૂળથી પરિવર્તન કરીને ગુજરાતની બહાર જઈ બેઠેલા દૂરવાસી જે એક સાધક, ગુજરાતના બીજા અગણિત જીવનપ્રવાહોના ભરતીઓટ પ્રત્યે દૃષ્ટિપાત પણ નથી નાખતા, તેના ચિત્તતંત્રમાં રાંક લોકસાહિત્ય કેવું સ્પન્દન જગાડી જાય છે તે વિચિત્ર વાતનું દર્શન કરાવનારો હોઈને જ એ પત્ર અત્રે ટાંક્યો છે.—

*

આર્ય ઑફિસ
પોન્ડીચેરી

સ્નેહી ભાઈશ્રી,

મોકલેલ ત્રણ પુસ્તકો અને પત્ર મળ્યાં. હું એક તો એકશ્વાસે (કે એકીટસે?) વાંચી ગયો પણ ખરો. એ ત્રણેના વિષય પરત્વે વિવેચન લખવા માટે હું બીજી કેટલીક વખત વાંચીને જણાવીશ.

લોકગીતોની પિછાનવાળા ત્રણ લેખો અને આજે 'સૌરાષ્ટ્ર'માં અત્રેથી [ તેનો ] ચોથો હસો મળીને ચાર લેખો

જોયા. લોક-સાહિત્યના વિષય ઉપર મારા વિચારો છેવટે જણાવવા ઉચિત લાગે છે. હાલ તુર્ત તો તમે જે કાપલીઓ પેપરના ત્રણ-ચાર હસાની મોકલી છે તેમને વિષે જણાવું છું.

જુઓ પા. ૬૫૫ : 'સાવ રે સોનાનું મારું પારણિયું, ઘૂઘરીના ઘમકાર, બાળા પોઢોને રે.' એ ગીત છે તે જ પ્રકારનું એક બીજું શિષ્ટ ગીત (પરંતુ લોકમાં સહેજે આદર પામે તેવું) મને યાદ આવે છે તે આપને જણાવું છું. તે આખું યાદ નથી, પરંતુ પ્રથમ લીટી ઉપરથી તમે તેની શોધ સહેલાઈથી કરી શકશો. તે કોઈ પુસ્તકમાં છપાયલું મેં જાતે જોયેલું પણ છે. ખેર! છેવટે તમે પુસ્તક કે કોઈ માણસ તેનો પત્તો ન જ મેળવી શકો તો, કુમારી યશલક્ષ્મી (કવિ નાનાલાલનાં ભત્રીજી)ને લખી પૂછાવશો તો જરૂર તે મળશે કારણ કે તેમને આ ગીત મોઢે છે અને મેં સાંભળેલ પણ છે.

(તા. ક. આ પત્ર પૂરો કરીને 'હાલરડાં' જોઉં છું ત્યાં પા. ૩૯ ઉપર આ જ ગીત બિરાજે છે! મારી આખી સૂચના નિરર્થક ગણીને બાદ કરશો. મને એમ લાગે છે કે મેં જોયેલું ગીત આના કરતાં કાંઈક વધારે લાંબું હતું. વખતે ખાલી ભ્રમ પણ હોય! આપણું જ્ઞાન કેટલું અધૂરું હોય છે? તમે તે છાપેલું તેની પણ મને ખબર નહિ!)

**સોનાનાં બોર!**
**ઝૂલે નંદ......કિ......શોર.**
**પ્યારાને પારણિયે સોનાનાં બોર!**

એ ગવાય છે ત્યારે બહુ જ સુંદર લાગે છે. 'નંદ'–પદ છૂટું પાડીને 'કિ' જોડે લેવાય છે અને 'શોર' ઠીક ઠીક લંબાય છે એટલે ઊંઘ લાવવાનો ગુણ તેનામાં આવે છે.

(૩) બાળકને ચાલતાં શીખવવાનું તમે ટાંકેલું—

'પા ! પા ! પગલી !'

એનો જ બાજો પાઠ મેં ગુજરાતમાં સાંભળ્યો છે અને તમે પણ જાણતા હશો. પરંતુ એ બોલો બાળકોને ચાલતાં શીખવવા માટે નહિ પરંતુ માના કે બાપના, એવા કોઈ વડીલના પગની પાનીઓ ઉપર ઊભાં રાખીને બે હાથે તેનાં આંગળાંઓ પકડીને ઉછાળતાં ઉછાળતાં બોલવામાં આવે છે:

'પાવળો પા !
મામાને ઘેર—
જમવા જા !
મામાએ......આપી—'

વગેરે. આગળ હું ભૂલી ગયો છું પરંતુ મામા ઉપર હેત અને મામી ઉપર કટાક્ષનો ભાવ તેમાં રહેલો છે એટલું મને યાદ છે. તમને ઠીક લાગે તો એનો કોઈ સ્થળે ઉપયોગ કરશો.

(૪) પા. ૬૯પમાં 'ચણ ચણ બગલી ચણાની દાળ, હું પોપૈયો, તું મગ દાળ,' એ છે તેનો અર્થ નીચે પ્રમાણે હોઈ શકે ?

'કેવળ મારો પોતાનો અંદાજ અને કાંઇ અંશે સટ્ટો જ છે—

'હે બગલી તું ચણાની દાળ ચણ—

હું-[ચણાના પોપટાને કદાચ પોપૈયો કહેવાયો હોય. એ સાંભળેલ છે? ] ચણાનો પોપટો ( લીલા ચણાનું ફળ ). ખાઉં અને તું મગની દાળ ખા !'

(૫) પા. ૬૯૫ 'છોકરાવ રે !

હો રે

વોરો આવ્યો.'

વગેરે છે તેવું જ બાળકોઓ સઘળા ય ગુજરાતમાં ગાતી તે મને યાદ આવે છે. તમે તે ન જાણો એ બનવા જેવું નથી જ, છતાં હું લખું છું.

**'ઓ લાછા કુંવર !**
**ઓ લાછા કુંવર—**
**તમે કેટલાક ભાઈ કુંવારા રાજ—**
**અચકો મચકો કારેલી !'**

આ લીટીઓ બોલતાં પહેલાં બાળાઓ હાથની સાંકળ એકબીજાને ગળે અથવા તો કમ્મરે ભેરવી સીધી લીટીમાં (કતારમાં) બે સામસામી હારોમાં ઊભી રહે છે. પછી ગાવાનું શરૂ કરી એવાં પગલાં ઉપાડે કે 'અચકો મચકો' લીટી આવે ત્યારે સામી હારની છેક પાસે જઈ પહોંચે. એ પ્રમાણે બોલી રહે અને પોતે પાછે પગે મૂળ જગાએ આવે. એટલામાં તો સામી હાર ગીત ઉપાડીને ઉત્તર આપે—

**'અમે આટલા ભાઈ કુંવારા રાજ—**
**અચકો મચકો કારેલી—'**

પછી પહેલી હાર પાછી પૂછે—

તમને કિયાં બ્હેન ગોરાં ગમશે રાજ !
અચકો મચકો કારેલી.

ઉત્તરમાં—

અમને અમુક બ્હેન ગોરાં ગમશે રાજ—

[ હાજર હોય તેમાંથી જ ઘણે ભાગે, પરંતુ કોઈનાં ગેરહાજરનાં નામો પણ મુકાય છે].

અચકો મચકો કારેલી.

પાછાં પૂછે—

એ કાળીને

( કે ઊંચીને કે જાડીને વિગેરે વિશેષણો મુકાય છે)—

શું કરશો રાજ !
અચકોમચકો કારેલી !—

આ ગીત આખું [ સળંગ ] તમને મળી શકશે એવી આશા રાખું છું.

તે વિષે જણાવવાની એક બે બાબતો નીચે પ્રમાણે:—

'લાછા'–'લક્ષણ' ઉપરથી હોઈ શકે ?

'અચકો મચકો કારેલી' એ લીટીના અર્થ વિષે ઘણી ચર્ચા પૂર્વે થઈ હતી. નીચે પ્રમાણે અર્થ સ્વીકારવા જેવો ગણાયલો.

આજ કહો, મુજકો, કાં રહેલી ?
અચકો, મચકો, કાં રે 'લી !

અર્થાત (૧) હે સખી, આજે મને કહે કે તું ક્યાં રહી હતી ?

(૨) ઓ અલી ! આટલો મરડ કાં કરે છે ?

આ અર્થ છેવટનો તો ક્યાંથી ગણાય? પરંતુ વિચાર કરવા જેવો તો છે જ, કારણ કે બીજો બંધબેસતો કયો અર્થ છે ? જાણતા હો તો મને જણાવશો.

તેવું જ એક બીજું કાંઈક કરુણાની આછી છાયાવાળું પણ કાઠિયાવાડમાં [હું જામનગરમાં મારું બાળપણ રમ્યો છું] સાંભળેલ યાદ આવે છે—તે નીચે પ્રમાણે છે:

અરરર ! માડી રે ! કાળી તે કાળનો કાંટાળો વિછૂડો !
હંઓ ! હંઓ ! વિછૂડો !
અરરર ! માડી રે ! કઈ વહુને ચટકાવ્યો, મા, વિછૂડો !
હંઓ ! હંઓ ! વિછૂડો !

આગળનું મને યાદ નથી. તમને ઠીક જેવું લાગે તો મેળવી શકશો.

એમાં ગાવાની રીત એવી છે કે બાળાઓ ગોળ હારમાં હાથ જોડીને ફરે. અને વચમાં એક બાળા જમીન પર બેસી આખા ચક્રમાંથી એક પછી એક બાળાની ઘાઘરીનો છેડો ઝાલીને બોલે અને આખું ચક્ર તો 'હંઓ ! હં(ઓ ?)-હુઓ વિછૂડો !' ઝીલે અને ગોળ ગોળ ફરે. વિછુ પગે ચટકાવે તેનું કાંઈક સૂચન કરવા માટે એ પ્રમાણે વચલી બાળા કરતી હશે એવું મને લાગે છે. કારણ કે ઘાઘરીનો છેડો પકડીને પગ ઉપર કોઈ વાર ચૂંટી પણ દેવામાં આવે છે એમ મને સાંભરે છે.

(૬) પા. ૬૯૬

વાવડીનું પૈયું,
રામ રામ કૈયું.

એવી જ જાતની જીભને સ્પષ્ટ બોલવા માટે ઉપયોગની શબ્દતરકીબોમાંની એક બે યાદ આવે છે તે સૂચવું છું:—

કોકડી પર ઓકડી ચઢી,
ઉતર ઓકડી કોકડી ખઉં.
કોકડી પર.........

આ લીટીઓ ખૂબ ઝપાટાભેર બોલવાની હોય છે અને બોલનારાઓમાંથી ભૂલ ન કરે એવા તો ભાગ્યે જ નીકળે! ભૂલના અંતમાં હાસ્યરસ કેવો નિર્દોષ છે!

કારણ કે ભૂલ કરનાર છેવટે 'ઓકડી' ખાવાનો! 'કોકડી પર ઓકડી ચઢી, ઉતર કોકડી ઓકડી ખઉં!' એમ બોલી જવાય. એવી ભૂલ થાય એટલે આખુંય ટોળું હસી પડે! અને ઓકડી ખાનાર બંધ રહે અને બીજો શરૂ કરે!

તેવું જ એક બીજું—

કાચો પાપડ—
પાકો પાપડ.

ઉતાવળે બોલવાથી કેવી ફજેતી થાય છે તે જોવી હોય તો જાતે પ્રયત્ન કરી જોવો!

(૭) પા. ૬૯૬ થી—

'આવ રે વરસાદ' વિગેરે છે. તેમાં નીચેનું પણ તમને યાદ તો હશે. છતાં સૂચવું છું:

ચાંદા મામા પોળી,
ઘીમાં ઝબોળી,
સૌ છોકરાંને કકડી પોળી,
ભાઈને આખી પોળી,
હ......પ્પા,

આમાં પણ તમે જાણતા હશો કે નાના બાળકને ચાંદનીમાં બેસાડી (કે ચાંદની વખતે ખોળામાં બેસાડી) નાની હથેળીને પહોળી કરી મા કે બાપ તેમાં આંગળી વડે ગોળગોળ કુંડાળાં કરે છે (જેથી ગલી થાય છે) અને છેવટે 'હ....પ્પા' બોલતી વખતે તેની નાની હથેળી તેના મોઢા તરફ લઈ જઈ ખાલી ખાલી ખાવાનો અભિનય કરે છે. (કદાચ બાળકને ખાવાનું શીખવવા માટે એ રમત કામની હશે?)

(૮) તેવી જ એક બીજી રમતઃ

કોની ગાય?–

બાળકની આંગળીના વેઢા ઉપર આંગળીનો આગલો ભાગ મૂકી 'જો ભાઈ (કે બ્હેન), આ તારી ગાય, આ મારી ગાય, આ તારા બાપાની ગાય,' એમ ગણાવતાં ગણાવતાં ચારે આંગળીઓ પૂરી થાય એટલે પછી 'એ ગાયોનો ગોવાળ ક્યાં ગયો? ક્યાં ગયો?' એમ બોલી ઝડપથી હાથની આંગળીઓને બાળકના ખુલ્લા હાથ ઉપર ખૂબ ધીમેથી સ્પર્શ કરીને જલદી જલદી આગળ લઈ જાય અને છેવટે બગલમાં લઇ જાય ત્યારે બાળક ખૂબ જોરથી હસી પડે. ગલી થવાને લીધે—એમાં ગલીનો sensation છેક હથેળીમાંથી શરૂ થતો હોય છે અને હાથ ઉપર ધીમે ધીમે

આંગળીઓ જતાં ખૂબ વધી જાય છે અને બગલમાં જતાં તો અસહ્ય થઈ પડે છે! એ રમતમાં આંગળીના વેઢા ગણવાના અભ્યાસનો આરંભ હશે?–નિર્દોષ હાસ્ય તો છે જ છે!

પા. ૭૩૫: ઉખાણાંનો પ્રકાર: મધ્યકાળની સંસ્કૃત કૃતિઓમાં ચમ્પુ વિગેરેમાં પણ મળી આવે છે. તેનું મૂળ સંસ્કૃતની 'પાદપૂર્તિ' ઉપરથી હશે? કારણ કે એક ચરણ આપીને બાકીનાં પૂરાં કરવાની પ્રથા ઘણી પ્રાચીન છે. તેમાં કેવળ કવિતાનો જ ભાવ પૂરવાનો હોય એવું ન હતું. તેમાં પણ આપણાં ઉખાણાંના જેવો પ્રકાર (નિરાળો) હતો.

તેનો એક જ પુરાવો આપીશ.

तक्रं शक्रस्य दुर्लभम्

છાશ ઇન્દ્રને પણ દુર્લભ છે.

એની પૂર્તિની કાંઈક નીચે પ્રમાણે ખંડિત સ્મૃતિ રહી છે તે જણાવું છું—

भोजनान्ते किं पेयम्
अमरापुरी कस्य–( આ લીટી ભૂલી ગયો છું.)
मोक्षपदं किदृशम्
तक्रं शक्रस्य दुर्लभम् ॥

| | |
|---|---|
| ભોજનને અંતે શું પીવું? | तक्र=છાશ. |
| ઇન્દ્રાપુરી કોની?— | शक्रस्य=ઇન્દ્રની. |
| મોક્ષપદ કેવું?— | दुर्लभम्=દુર્લભ. |

એ પ્રમાણે મધ્યકાળના આપણા રજપૂત અને બ્રાહ્મણ સંસ્કૃત (કાવ્યો?) ઉખાણાં બનાવતા.

તેનો એક દાખલો:—

लक्ष्मीवन् कृत कूर सूरणः

દહિ, દૂધઃ ક્ષમા પાપડી; વિગેરે.

બીજો— मैया जलेबी खवा —એનો સંસ્કૃત અન્વય અને અર્થ જુદો થાય છે!

પા. ૭૩૫: 'ચાંદા ચોળી' ને બદલે મેં આગળ જણાવ્યું તે ગીત પણ પ્રચારમાં છે તે તમે જાણતા હશો. 'ચાંદા મામા પોળી'' વિગેરે.

પા. ૭૩૫ ને છેડે 'ગા રે ગા!' છે તેવું જ—

ગણપતિ દાદા મોરિયા!
ચાર લાડૂ ચોરિયા [કે ઓરીઆ?]

અને

સરસ્વતી! સરસ્વતી! તું મોરી મા!

એ બે છે. મને પૂરાં યાદ નથી.

અમે નિશાળે ભણતા ત્યારે શબ્દોનાં ઉખાણાં અંગ્રેજીમાં પણ મશ્કરી અને મઝા કરવા ઘણાંયે બનાવેલાં. બધાં તો નથી લખતો પરંતુ એક જણાવીશ.

કોઈ પણ નવા આવનાર વિદ્યાર્થીને જઈ ને પૂછવામાં આવે—'સી એ ડબલ એલ ઈ ડી'—એ પ્રમાણે સ્પેલિંગ [જોડણી] વાળા શબ્દનો ઉચ્ચાર શો? 'કેલેડ' કે 'સેલેડ'? જાતે જ બન્ને ખોટા ઉકેલ જણાવી તેને ફસાવીએ. સામાન્ય રીતે તે એ બેમાંથી એક જ પસંદ કરે. બધા હસે. બાળકને

અંગ્રેજી ભાષાના ઉચ્ચારોની સ્વચ્છંદતાની ગમ ક્યાંથી હોય ? અને શા માટે હોય ? કોણ શંકા કરે કે એનો તો સામાન્ય 'કોલ્ડ' ઉચ્ચાર છે !

આજે તા. ૧૨મી માર્ચને દિને આવેલ 'સૌરાષ્ટ્ર'માં ચોથો હપ્તો જોયો તેમાં પા. ૮૫૫ ઉપર 'સૂરજ ઊગ્યો' એ સુંદર ગીત છે; એનો એક બીજો પાઠ મને યાદ છે તે જણાવું છું—

> સૂરજ ઊગ્યો રે
> આંબા કેરી ડાળે
> કે વા'ણે આભલાં વાયાં રે !

'વેણુલાં ભલે વાયાં રે' એ ચરણનો અર્થ હું બેસાડી શકયો નથી. તમે જણાવશો ? એનો પાઠ પણ છે: 'વાણેલાં ભલે વાયાં રે'.

આ પાઠનો અર્થ સરળ અને સાહજિક છે. બીજો પાઠઃ 'વાણેલાં ભલે વાયાં રે ! વા'ણે આભલાં વાયાં રે !–' વહાણામાં (પ્રભાતે) આભમાં (વાદળાં) વાયાં રે !–પ્રસવ થયો.

મને આમાં કલ્પના વધારે ઉચ્ચ લાગે છે ! તમને ફક્ત માહિતી માટે એની ખબર કરું છું.

(લગ્ન) સહભોજનનાં સુંદર ગીતો સૂરતમાંથી મળશે એમ મને લાગે છે.

આટલો લાંબો કાગળ પૂરો કરું છું. મને ટૂંકામા લખવાનો અભ્યાસ નથી પણ ધીમે ધીમે શીખવાનો વિચાર છે.

આ સૂચનાઓમાંની ઘણી ખરી તો 'નંદકિશોર'ના ગીતની પેઠે કેવળ પિષ્ટપેષણ જ હશે ! છતાં મોકલાવી છે.

ઉપયોગી હોય તો વિચારી જોશો બાકી એમાંનું ઘણુંખરું તમારી પાસે સંગ્રહમાં ન હોય એ કયાંથી બને ? પત્ર લખશો.

લી. સ્નેહાધીન
અંબાલાલ પુરાણીના સ્નેહવંદન.

*

ઉપલા કાગળમાં માણુસની શિશુકાળ સુધીની ઝીણીઝીણી સ્મૃતિઓને અજવાળનારો લોકસાહિત્યનો પ્રભાવ પ્રતીત થાય છે. મારા પ્રમાદને લઇને શ્રી પુરાણી સાથેનો પત્રવ્યવહાર-દોર તૂટી ન ગયો હોત તો મને એમની પાસેથી ઘણું જડયું હોત. માનવીનાં હૈયાંને ખંભાતી તાળાં હોય છે. લોકસાહિત્ય એની એક ચાવી હતી. મેં એ ચાવીના પૂરા આંટા ફેરવ્યા નહિ.

*

મનોગત ટાંચણુની તપાસ, મુંબઈની વ્યાખ્યાનમાળાની પૂર્ણાહુતિને અંતે, મને મચ્છુકાંઠે દોરી જાય છે. મોરબી શહેરના એક અમીરી મકાનની મેડી પર બેઠો બેઠો, દોઢસો બસો સોરઠી જુવાનોની પંગતમાં ગાંઠિયા ને ગોળ ખાતો ખાતો હસું છું: રે મૂરખ! અહીં તને કોણ લઈ આવ્યું? તારું તે શું આ સ્થાન છે? રાતોરાત ઊભી કરવામાં આવેલી આ 'કાઠિયાવાડ યુવકપરિષદ્' એવા ઠસ્સાદાર નામવાળી કાગળ-શાહીની બનેલી જમાતમાં તું કયાં ઘાયે ચડી ગયો? તારી વિચાર સંપત્તિ શી? તારી તમન્ના કેટલી? તું કયા બિરુદ પર કટકા થઈ જવા તૈયાર છે? તું સિપાહી છે કે તમાશબીન છે?

તમાશબીન સ્તો!

'૨૯ની સાલનો એપ્રિલ મહિનો હતો. મુરબ્બા બનવા-બનાવવાનું પરદેશી પર્વ હતું. કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક મોરબીમાં મળતી હતી. પંગૂ માનવીઓના આ વાર્ષિક મેળામાં વારે વારે ઉરવરાળો નીકળતી. એક રાજ્યમાં બીજાં રાજ્યોની કોઠી ધોવાઈ કાદવ કાઢવામાં આવતા. કોઈ રાજ્ય આ મેળો ભરવા દેતું નહોતું. એથી મહાત્માજીએ પરિષદને મોઢે કેટલીક મર્યાદાઓ મુકાવી હતી. એવી મર્યાદાયુક્ત પરિષદને નાપસંદ કરનાર થોડા જુવાનોએ આ યુવકપરિષદનો સમારંભ કરી 'મોરબી સામે મોરબો' એ ન્યાયનો મોરચો રાજકીય પરિષદની સામોસામ રચવા ધાર્યું હતું.

તમાશો વગર—અધિવેશને વીખરાયો, ગોળ—ગાંઠિયા ચાવતા ઘર ભેળા થઈ ગયા, ને મેં સીધી જૂનાગઢની ગાડી પકડી.

*

કાગળ પરનું ટાંચણ અહીંથી જારી થાય છે—

'ટ્રેનમાં તા. ૧૫-૪-૨૯: માંગડો.

આપાઢને આંબે,
    લૂંબુ વાળા! લાગિયું;
એક જ વાર આવ્યે,
    મેળા કરવા માંગડા!

કોઈકના વિલાપના દુહા: જીવતા જનને નહિ પણ મુએલાને બોલાવે છે કોઈક: મુએલાને જ નહિ પણ મુઆ પછી પ્રેત બનેલાને બોલાવે છે—પાટણના નગરની નગરશેઠ-

પુત્રી પદ્મા.પોતાના જોબન–આંબાને લૂમો તો લાગી છે, પણ ‘આષાઢને આંબે’ એ કઈ રીતે ? કળ પડતી નથી. પદ્મા બોલાવે છે માંગડાવાળા નામના જોદ્ધા જુવાનના પ્રેતને.

સોરઠી કથાસાહિત્યમાં સૌથી નિરાળી ને વિલક્ષણ એવી ભૂતના પ્રેમની વાર્તા સૌ પહેલી હડાળે દરબારશ્રીની પાસેથી સાંભળેલી, અને પોતે વારંવાર જે એક દુહો બોલી ઊઠે છે તે હૈયે રહી ગયેલો–

**વડલા ! તારી વરાળ**
**પાને પાને પરજળી,**
**કિસે ઝંપાવું ઝાળ,**
**(મને) ભડકા લાગે ભૂતના.**

એ વાર્તા તા. ૧૫–૪–૨૯ને પહેલે પરોઢિયે ચાલતી ટ્રેનમાં કોણ કહી ગયો એનો નામોલ્લેખ તો નથી, પણ દુહા છે. ખાંડાબાંડા જેવાક થોડા. એ વાર્તામાં વડલો લગભગ એક પાત્ર જેવો બની ગયો છે. પહેલેથી છેલ્લે સુધી વડલો વાર્તાનો મધ્યસ્થંભ છે. ગામનું ગોધણ વાળી જતા શત્રુઓની વાંસે જુવાન માંગડો ઘોડો દોટાવે છે, પણ લુંટારુઓનો સામનો કરે તે પૂર્વે તો વડલા સાથે એનો શિરપેચ લપેટાઈ જાય છે, એટલે શત્રુઓ એને ઠાર મારે છે. ટ્રેનમાં ભેટી જનારનો કહેલો દુહો ટાંચણમાં છે–

**વડલે વીંટો લે**
**સોનેરી સરપાઘનો,**
**આહરો બાયલ આવે**
**માર્યો છેલ માંગડો.**

વડલે મુઓ, પણ વાસના રહી ગઈ— પ્રીતાળ પદ્માને વિષે. વાટમાં વૈશ્ય-કન્યાને કહીને આવેલો કે અબઘડી પાછો વળું છું. વાસના પ્રબળ હતી, માંગડો વડલે પ્રેત બન્યો. પછી એક દિવસ પદ્માને પરણવા જતા વણિક વરની જાન વડલા હેઠળથી નીકળી પોરો ખાવા રોકાઈ ત્યારે વડલા પરથી લોહીનાં ટીપાં ટપક્યાં. વોળાવીઆ રાજપૂતે અચરજથી ઊંચી નજર કરી. ભૂતને દીઠો. બેઠો બેઠો, રુદન કરતો એક નવજુવાન બોલે છેઃ—

> સૌ રોતો સંસાર,
> (એને) પાંપણીએ પાણી પડે;
> ભૂત રુવે ભેંકાર,
> (એને) લોચનીએ લોહી ઝરે.

હું માંગડો! ચિરાગ્નિમાં સળગું છું નિરંતર. આ અવગતમાંથી છૂટવું છે. માર્ગ એક જ છે. પદ્મા સાથે પરણવા દો, વણિકો! પાછો ફરીને હું અહીં રોકાઈ જઇશ. પીડનકારી કોઇને નહિ બનું. પછી તો—

> વેવલી વાણિયાની જાત,
> કાંઉ સમજણ કરે!
> માજન વરાંહે માંગડો
> ફુલેકાં ફરે.

એ દુહા પ્રમાણે બન્યું. વાણિયાએ પોતાના ટ્દરૂપા વરને સ્થાને આ રૂપાળા જુવાનને (ભૂત છે એ જાણ્યા વગર સ્તો!) કામચલાઉ વર બનાવ્યો, માજન (વણિક) વરાંહે (બદલે) પ્રેત પદ્માને પિતાઘેરે ફુલેકું ફર્યો, પરણ્યો, પાછો માર્ગે વડલો આવતાં ઠેક દઇને ઊતરી

ભડકા રૂપે વડલામાં ગાયેબ બન્યો. પણ પદ્માએ તો એને પ્રીછ્યો હતો. એનું સ્થાન સાચા વરે લીધેલ જોતાં જ એ પણ ઠેકીને નીચે ઊતરી પડી. સદાને માટે એ બીએ વડલાને જ પોતાનું થાનક બનાવ્યું.

આ રસિક-ભયંકર કથાને સવિસ્તર મેં આલેખી છે, ( સૌરાષ્ટ્રની રસધાર ખંડ પાંચમામાં. ) પણ એ માંગડાની પ્રેમવાર્તામાં તો ફણગાં ને ડાળાં એક કરતાં વધુ ફૂટયે ગયાં છે. માંગડો ઠેકાણે ઠેકાણે પ્રેતરૂપે દેખા દેતો હોવાનું આ વર્તમાનમાં પણ લોકો કહે છે. ગીરમાં અમે કંટાળા ગામે ગયા હતા, ત્યાં નદીને પાર, સામે જ ' માંગડાનો ડુંગર ' નામે ઓળખાતો વિશાળ ડુંગર છે. એ કંટાળા ગામમાંથી થોડાં વર્ષો પૂર્વે એક ચારણ, યજમાન ગરાસદાર રામ નોળને ઘેરથી સાંજવેળા બીજે ગામ જવા નીકળેલ. વળતા પ્રભાતે એણે પાછા આવી દરબારનો આભાર માન્યો. પૂછ્યું કે 'શી બાબત ગઢવા ? ' કે ' રાતે તમે માંગડાને ડુંગરે મને અફીણનો આખો ગોટો દઈ મેલ્યો બાપ, તે માટે. ' એમ કહીને અફીણનો મોટો ગોટો બતાવ્યો. નીરખીને દરબાર ચકિત બન્યા. કહે કે ' ના ભૈ, મેં તો મોકલેલ નથી. ' ગઢવો કહે કે, ' માર્ગે મને અફીણનો ઉતાર આવી ગયો, ડાબલી ખોઇ બેઠો હતો. ટાંટીઆ ઘસતાં રસ્તો ભૂલ્યો, રાત પડી ગઈ, એ ટાણે ધોળાં વસ્તરવાળા એક જુવાને આવી આ ગોટો દેતે દેતે કહ્યું, કે લ્યો ગઢવા, રામ નોળે લઈ મેલ્યું છે. '

સાંભળીને સૌને થયું કે, ' નક્કી માંગડાવાળો ! '

*

ગઢવાએ યજમાનને ફુલાવવા ટોડો માર્યો હોય કે ચાય તે હોય, માંગડો ડુંગર, ધાંતરવડી નદી, ધાંતરવડ ગામ, વગેરે પ્રદેશમાં માંગડાનો પ્રેતાવતાર અદ્યાપિપર્યંત ચાલુ હોવાનું બોલાય છે. પુછો કે, 'પણ એનું કારણ શું ?' જવાબ જડશે કે, 'પ્રેમવાસના એની એટલી બધી પ્રબલ હતી કે હજુ એનો છુટકારો થયો નથી.' મારા તે રાત્રિના દુહા કહેનારે એક કહ્યો તે દુહો પણ એવી જ કોઇક ઘટનાને સૂચવે છે:—

> દૂઢો ઢાઢી ઢાંકનો,
> આવ્યો વડલા માંય;
> માંગડે પાણી માગિયું,
> જીવ અસર ગત જાય.

ઢાંક ગામનો કોઈ દૂઢો નામે ઢાઢી ( યાચકની એક જાત ) વડલે આવ્યો, માંગડે મરતાં મરતાં એની કનેથી પાણી માગ્યું, એ નહિ મળ્યું હોય, તેથી જીવ અવગતે ગયો.

*

લોકસાહિત્યમાં વાસનાદેહી પ્રેતપાત્રોનું ગંભીર નિરૂપણ કરતી આવી વાતો એક પ્રકાર લેખે સંગ્રહિત કરી લેવા જેવી છે. ભયાનક કે બીભત્સ રસની નહિ પણ વીર કે કરુણની દૃષ્ટિ રાખીને આ કામ કરવું જોઇએ. ચળીતર, વ્યંતર કે ભૂતડાકણની વાતોનો પ્રકાર આથી જુદો પાડવો જોઇએ.

*

જૂનાગઢની આ ખેપમાં મારો ઉતારો ને આશરો

ત્યાંના પોલીસ ઉપરી શ્રી છેલભાઇને ઘેર હતો. આગળ કહી ગયો છું કે પોલીસખાતાનો નીચલા નોકરોનો બેડો એ જૂની જનવાર્તાઓને શોધવાનું સારું ઠેકાણું છે. નીચલા થરના એકેએક વર્ણનાં માણસો સીધા ધરતીને ખોળેથી સિપાહીગીરીને શરણે આવ્યા હોય છે. કોઇ હળ હાંકતો, કોઈ ધોરીની રાશ હેઠી મેલી દઈને, કોઈ ગોધણની લાકડી ફગાવી, કોઈ જુગાર ખેલતો બ્રાહ્મણ, કોઈ ઠાકરદુવારાની પૂજામાં ન જંપી શકેલો બાવો, કોઈ કજાડો મિયા, તો કોઇ જુવાનીમાં ભુજાઓ ફાટતી હોય છતાં ગ્રામજીવનમાં જેને એ ભુજબળ કયાં જોતરવું એની કળ ન પડતી હોય તેવો પીડનકારી બનેલો કાંટીઓ, કોઇ રંગીભંગી, બાવાસાધુઓની જોડે ગાંજાની ચલમો ચસકાવતો, પાણીશેરડે બેસી રહેતો, ખેતરોના સીમાડા સારુ લાકડીએ આવતો ફાટેલો કાઠી ગરાસીઓ: એવા એવા કંકને માટે રસાલા અને પોલીસ-બેડા આખરી આશરાસ્થાનો બને છે. એની ભુજાઓના મદને બંદૂકો પરેડ-કવાયતો ગાળે છે. માતેલા સાંઢો હોય તે ઉદ્યમી શિસ્તવશ વ્યવસ્થાપકો બને છે. બેત્રણ વર્ષે થોડા રૂપિયા બચાવી એ પરણે છે, અને પોલીસ લાઇનની જે ઓરડી પૂર્વે વાંઢાઓનો અખાડો બની રહી હોય છે તેની પરશાળની ખપાટ-જાળી પર એકાએક એક દિવસ ગુણપાટના ચક બંધાયેલા માલૂમ પડે છે. અંદરથી ફક્ત બંગડીઓના રણઝણાટ, મસાલો વાટવાના ઉપરવટણાના લસરાટ અને રોટલાના ટપાકા સંભળાતા થાય છે. પાણીની હેલને કાખમાં ઘાલીને ઘેરદાર ચણિયે લપેટેલ ઓઢણીવાળી એ નવી વહુ ઘૂંઘટ તાણીને બહાર નીકળે છે. અને એ બાર રૂપિયાના

પગારદારની નવી પરણેતર, જ્યારે પોતાને ' એ બા ! શીરામણ આલજો!' એવા તાબેદાર–બોલ સંબોધતો લાઈન વાળનાર બુઢ્ઢો ભંગી આંગણે ઊભો જુએ છે. ત્યારે પોતે પણ હાકેમીના આસન પર બેઠી છે એવો ગર્વ અનુભવે છે, ' એલા કાલ્ય વે'લો મેંદી લાવજે મેંદી,' એવી એ ઝાંપડાને જ્યારે આજ્ઞા આપતી હોય છે, ત્યારે આ બાઈને આંગણે હોળી, ગોકળઆઠમ કે દશેરાનું પર્વ આવી ઊભું છે, એમ તમારે નક્કી સમજી લેવું.

*

પોતાનો પીંજારો પોલીસ–ધણી મોહરમના ધાસુરાના દિનોમાં હુલ્યા લેતો હોય છે અને પોતે તાબૂતની પછવાડે ગાતી ગાતી છબીલી છટાથી હુસેન ઈમામને કૂટતી હોય છે. કુટાઈ કુટાઈ લાલ ટશરો કાઢતી એની છાતી પર લીલાં છૂંદણાં વિશેષ રૂપાળાં લાગે છે. ગુણપાટના પરદાવાળી ખપાટ –જાળી પાછળ લપાઈને બેઠેલી એ કદી કદી જ્યારે બહાર ધસી આવી પાડોશણ સપારણની સાથે લાંબા હાથ કરી કરી કજિયાની ધડાપીટ મચાવે છે ત્યારે મામલો વિફરી જાય છે, ને કોઇ કોઈ વાર ધણી ગાંડો બની સરકારી બંદૂકમાં કારતૂસ ચડાવે છે, ગોળીબાર ચલાવે છે, હરીફને ઠાર મારી પોતે પણ ગોળી ખાઈ પડે છે.

*

કોઈ કોઈ વાર એ ગુણપાટના પરદા પાછળથી વિચિત્ર માનવ–સ્વરો સંભળાય છે, કોઇકને શંકા પડે છે, ફાંકામાંથી

અંદર દૃષ્ટિ કરે છે, 'દોડો, દોડો' એવું બુમરાણ પડે છે, જાળીની ખપાટો તોડવામાં આવે છે, અંદર લટકે છે–ગળાફાંસો ખાતી એકાદ સિપારણ. નવાંનકોર ઉત્સવ–લૂગડાં પહેરી કરીને છાપરે બાંધેલ ગાળીઆમાં એણે ગળું પરોવ્યું હોય છે!

*

પણ તમારા કુતૂહલને નિરર્થક ઉશ્કેરી રહ્યો છું. આ પોલીસ–બેડાની દુનિયા અનોખી છે. તમારી સામે તાળાબંધ છે. તમે એમાં ભ્રમણ કરી શકશો નહિ. એ માટે તો તમારે એ દુનિયામાં જ જન્મ ધરવો જોઈએ, એકાદ નાનામોટા અમલદારને ઘેર બાળક બનવું જોઇએ, ઊઝરવું જોઈએ અને તમારી ઉમ્મર પણ ફક્ત એટલી જ હોવી જોઇએ કે તમે આ સિપાહી–કોટડીઓનો સંસાર જુઓ છો છતાં સમજી કાંઇ જ નથી શકતા એવી એક ભ્રમણા ત્યાં ચાલુ રહે. ભ્રમણા જ હોય છે તે બધી, કારણ કે ગળાફાંસો જોયો ત્યારે હું માંડ સાત વર્ષનો હોઇશ.

શિશુકાળની સ્મરણ–છાપ કેટલી ઘેરી હોય છે, અને તે છતાં આવાં લાખો શૈશવોની માવજત કરનારાં માવતરો, માસ્તરો, વાલીઓ ને પાલકો કેટલાં ગાફિલ હોય છે!

*

એવા પોલીસ–બેડામાંથી બુજરગોને ગોતીને બહારવટિયાના કિસ્સા પકડવા જૂનાગઢ ગયો. શ્રી છેલભાઈ આ અગાઉ જ્યાંનું ઉપરીપદ કરી આવેલા તે જામનગરના બહા-

રવટિયા રાયદેની હકીકત મેળવવી હતી. જાણકાર સિપાઈઓ પાસેથી જૂજજાજ વૃત્તાંત મળ્યું ખરું, પણ વનસ્પતિજગત-ની પેઠે સંશોધનસૃષ્ટિમાં એ એકાદ વસ્તુનો પરિપાક-કાળ આવતાં કેટલી બધી વેળા લાગે છે! રાયદેની સર્વાંગ-સંપૂર્ણ હકીકત આજે જતી સત્તર વર્ષે એક તુંબેલ ચારણ પાસેથી હાથ લાગી. એક બહારવટિયા કે ડાકુની કથા લેખે વીરો-ચિત અંશોની એમાં ન્યૂનતા છતાં એ વૃત્તાંતમાંથી કાઠિ-યાવાડના એક અણદીઠ અપરિચિત સમાજ-સંસારનું ચિત્ર પ્રાપ્ત થયું. એ પ્રદેશ જામનગરનો બારાડી મુલક: એ કોમ તુંબેલ શાખાના ચારણોની: અને એ ભાષા જાડેજી. મત-લબ કે ત્રિવિધ પ્રકારની નવીનતા.

[ ૫ ]

## બહારવટિયો રાયદે

[ રાયદે બહારવટિયાનું આ વૃત્તાંત, સત્તર વર્ષે સાંગોપાંગ પ્રાપ્ત થયું જેથી મૂક્યું છે એમાં બહારવટાંની ઉજળી બાજુ છે, અને નથી. પ્રસંગો રોમાંચક છે તથાપિ અનેક બહારવટિયાનાં વૃત્તોમાં પેસી ગયા હોઇ રૂઢિગત લાગે છે. ઝાઝો કાળ થયો એટલે આમાં જવાંમર્દીના વરખ પણ ચડયા હશે. પણ એક અણુદીઠ પ્રદેશની પ્રજાનો, તેની ભાષાનો, અને તેના જીવનપ્રશ્નોનો પરિચય મળે છે: તે માટે આ ચરિત્ર અત્રે ઉતાર્યું છે.]

કાઠિયાવાડમાં જામનગર તાબે તુંબેલ શાખાના ચારણોનાં ચોવીસ ગામ છે. માડી એમાંનું એક છે. માડી ગામને પાદર સાની નામે નદી છે. ગામ ફરતા ચાર જૂના કોઠા ને ગઢ છે.

માડી ગામમાં તુંબેલોનાં બે કુટુંબો રહે. એક બૂચડ ને બીજા ગામણા. ચારણ જેસો બૂચડ હતો. એની દીકરીને ગામણાઓના ઘરમાં દીધી હતી. દીકરાનું નામ ભાયો.

ભાઈ ભાયાને એક વાર સાસરવાસી બહેન મળી ગઈ,

અને કહ્યું કે, 'મુકે હી ગામણા દુઃખ દિયેતા.' (મને આ ગામણા દુઃખ દે છે.)

ભાઇ ભાચો કહે, 'આંઉ હીન ઘડી પેકે કોઠણુ લાઈ છડાંતો.' (હું આ ઘડીએ બાપુને તને તેડવા મોકલું છું.)

દીકરે જઈ બાપને કહ્યું, 'આંઈ વીંઝો, બાઇ કે કોઠીચો.' (તમે જાવ, બેનને તેડી લાવો.)

બાપ જેસોઃ–છડીદા ના તો કો કરીન્દા ? (એ લોકો નહિ મોકલે તો શું કરશું ?)

ભાચોઃ–'નારીન્દાસું' (જોશું.)

તેડવા ગયેલ જેસાને ગામણાઓએ જવાબ વાળ્યો : 'અસીંકે હિતે કમ આય. જો આંયજી ધી કે કોઠી વીંઝો તો હી મેયું કેર મીડે? તે લાઈ છડીંદા ના.' (અમારે અહીં કામ છે. જો તમારી દીકરીને તેડી જાવ તો આ ભેંસોંને કોણ મેળે? અર્થાત કોણ દોવે, દહીં–છાશ કરે? માટે નહિ મોકલીએ.)

જેસાએ ઘેર આવી પુત્રને કહ્યું, 'તેં તો હી ઘોરમેં ધૂર ઉખાઈને!' (તેં તો મારાં ઘોળાંમાં ધૂળ નખાવીને?)

ભાચોઃ 'કો?' (શું?)

'બાઇ કે છડયા ના, ને મુકે પણ જીં તીં કુછયા.' (બાઈને મોકલી નહિ ને મને પણ જેમતેમ બોલી ગયા.)

દીકરો તે ટાણે ભેંસ દોતો હતો. તે તાંબડી ફેંકી દઈ, તરવાર લઈ ગામણાને ઘેર પહોંચ્યો ને હાકલ મારીઃ

'લેણુ, હલ, મોર થી, અને કેર ના ચીયેતો? કીન્જી કંધ-રોટી મથે બો મથા ઇન!' (હાલ બેન, આગળ થઈ જા. કોણ ના કહે છે? કોની ગરદન પર બે માથાં છે?)

'જિનજે મથેમેં રાઈ હુઇ હી હલો આડા ફીરણુ.' (જેના માથામાં રાઇ હોય તે ચાલો આડા ફરવા.)

સેંસો દોતા દોતા છ ગામણા ભાઈઓ પણ હથિયારો લઈ ઊઠયા. પણ ભાયાએ પડકાર્યા, તેઓ ઘરમાં ઘૂસવા ગયા. ભાયાએ એકને ફળીમાં, બીજાને ઓસરીમાં, ત્રીજાને ચૂલા પાસે ઠાર માર્યા. ત્રણ ભાગી ગયા. ભાયો બેનને તેડી ઘેર આવ્યો. એ ત્રણે મરનારાઓની ખાંભીઓ માડીમાં છેઃ બે ફળીમાં ને એક ચૂલા પાસે.

પછી બાપ–દીકરે ગામ છોડયું, બાપ મુઓ. ભાયાએ ગામણાઓને દંડ ભરી માફી માગી કસુંબો પાયો. દંગો ન કરવા બંને પક્ષે માતાજીના સોગંદ લીધા. ભાયો પાછો માડીમાં આવીને રહ્યો.

એક દિવસ ભાયો પોતાના નેસમાં ખાતો હતો. તે ટાણે ગામમાં રહેતા જામ શાખના ચારણો માંહેલો દેવો જામ આવ્યો. ભાયાએ કહ્યું:

'અચો અચો. હલ્યા હલ્યા. કોચી કોચી માની, ને ખીર, ને ગુણગાર વારી ચટણીઃ અચ વઇ વીનો ખેંણુકે.' (આવો આવો. હાલો હાલો. ગરમ ગરમ રોટલો ને દૂધ, ને લસણવાળી ચટણી છે. આવી જાઓ ખાવા.)

દેવો જામ કહે : 'આંઉ હીન ઘડી માની ખઈ સિરા-ઇને અચાંતો.' (હું હમણાં જ રોટલા ખાઈ શિરાવીને જ આવું છું.)

ખાઈ કરીને દેવા જામ પાસે બેસી ભાયાએ પૂછ્યું: 'કીં આવ્યા. કીં કમ આય ?' (કેમ આવ્યા ? શું કામ છે ?)

દેવો કહે, 'હી આંઈ જી તરાર ડિયો તો આંઉ હકડી બંધૂક ડિયાં.' (તમારી આ તરવાર મને આપો તો હું એક બંધૂક દઉં.)

ભાયાએ જવાબ વાળ્યો: 'દેવા, હણે તોકે આંઉ કો ચાં ? બાયડીજાં મંગોં ઉખેતો! સરમાઇ દો નાંઈ! બંધૂક તો છોકરીઉં રખે, અને ભાયડા તરાર રખે. તું બો બો બંધૂકું રખેતો. નાહક ભાર ઉપાડી ઉપાડી મરી રીન્દો. બો બંધૂક તું વટે ઇન ને કીંય નાંઈ કરી સકયો, હી તરારસે કો કરીન્દો ! અને પુંજી તરાર તો બાર મથ્યા ગિની વઈ, અને બિયા બાર ગિન્દી.' (દેવા ! હવે તું બાયડીનાં માગાં કરછ તે શરમાતો નથી ? બંધૂક તો છોકરીઓ રાખે, મરદ તો તરવાર રાખે. તું બબે બંધૂકો રાખે છે ને નાહક ભાર ઉપાડી મરી જઈશ. તારી પાસે બે બંધૂકો છતાં તું કાંઈ ન કરી શકયો, તો તરવારથી શું કરીશ ? ને મારી તરવાર તો બાર માથાં લઈ ચૂકી છે, બીજાં બાર લેવાની છે.)

દેવો કહે, 'છપર વીંજું હુતે કમ અય. આંઈ હલો તો ઉતે વીનીચું.' (હું છપર ગામ જાઉં છું. કામ છે તમે પણ સાથે ચાલો.)

ભોળો ભાયો પોતાની તરવાર લઈ દેવા સાથે ચાલ્યો. માડીથી દક્ષિણાદા થોડે ગયા ત્યાં દેવાએ પાછળ રહી જઈ ભાયાને બંદૂકે ઠાર કર્યો. સંવત ૧૯૨૯. ત્યાં આજે ભાયાની ખાંભી છે.

ભાયાની તરવાર લઈ દેવો ગામણાઓ પાસે આવ્યો. ગામણાઓએ જ એને આ કૃત્ય સોંપ્યું હતું. બદલામાં એને એક સાંતીની જમીન ને હજાર કોરી ઈનામ દીધી. ભાયાની જમીન પિત્રાઈએ લઈ લીધી.

મરનાર ભાયાના ઘરમાં રાજબાઈ નામે કચ્છની ચારણી હતી. એને દેવી કામઈ સરમાં આવતાં તે સતી થાત, પણ બે દીકરી ને એક દીકરો હતાં તેને મોટાં કરવા પોતે દેહ રાખ્યો.

રાજબાઈનો દીકરો રાયદે પંદર વરસનો થયો. કામ-કાજ કરે નહિ. ભેંસો ચારવા જાય તો ઠપકા ઘેર લાવે. પરણાવેલા પુત્રને એક દિવસ રાજબાઈએ કહ્યું, 'પુતર. તોફાન મ કર. હી ગોઠમેં પાણજો કોઈ નાય. ને હી જામજો ને ગામણેજો જોર અય. પાણ મથે હીનજાં વેર આય. તો પાણને ધ્યાન રખણો ખપે. ને હી નાર હણે હી જામ વાઘોરેતા. કમ કજ કરીન્દો ના તો ખેન્દો કો!' (તોફાન કર નહિ. આ ગામમાં આપણું કોઈ નથી. જામ તેમજ ગામણા ચારણોને આપણે માથે વેર છે. તો ધ્યાન રાખવું ઘટે. ને જો, જામ લોકો તો મારી નાખવાની ધમકી પણ મોકલે છે. કામ નહિ કર તો ખાઈશ શું ?)

રાયદે કહે, 'નારીજ મા! આંઉ થોડા ડી મેં હકડી ગુણ કુરીયું જી ગિની અચીન્દો, પોય વેઠાં વેઠાં ખેન્દા સું. પોય કો ?' (જોજે મા, હું થોડા દિવસોમાં એક કોથળો કોરીઓનો ઉપાડી લાવીશ, પછી આપણે બેઠા બેઠા ખાશું. પછી શું છે? )

રાયદેએ એક ટોળી કરી પીપીરડી ગામ ભાંગ્યું. પકડાયો. જામનગર રાજની સજા પડી. જેલમાં ગયો. બેચાર વર્ષે છૂટીને ઘેર આવ્યો ત્યારે એને ખબર પડી કે પોતાની પરણેલી ઓરત બુધીબાઈને દેવા જામ ચારણે ખજુરીઆના ચારણ ગાંગા મૂજ વેરે પરણાવી દીધી છે.

રાયદેનું હૃદય ધમપછાડા કરવા લાગ્યું: 'હાય હાય, કો કરિયાં ! હણે જામ કે ફૂંકી ડિયાં, કે લૂમી ડિયાં !'

માએ સમજાવ્યો: 'નાર રાયદે, હણે તું કીંય પણ કરીન્દો તો આંઉ મથો પછાડી મરી વિન્ની.' (હવે તું કાંઈ પણ કરીશ તો હું માથું પછાડી મરીશ.)

મા રોવા લાગી, એટલે રાયદેએ કહ્યુ, 'મ રો ! આંઉ કીંય ના કરીન્દો.'

ડોશીનો દેહ છે ત્યાં સુધી શાંતિ રાખવી એવું વિચારીને રાયદે શાંત બેઠો રહ્યો. પણ ચોરે ગયો ત્યાં ગામણા તેમજ જામ ચારણો એને મેણાં મારવા ને ગાળો દેવા લાગ્યા. બોલાચાલીમાં દેવા જામે કહ્યું એકવાર, કે 'હી ચોરો તોજા પેજો નાંય. ભજી વીન. નીકર મારી ઉખીન્દો. હકડી દારૂજી ચપટીજો ખરચ આય, જીતરો તોજા પેજે લાઈ ખપ્યો હીતરો

તો લાઈ અપનો.' (ભાગી જા. નહિતર મારી નાખીશ. ચપટી દારૂનો જ ખરચ છે. જેટલો દારૂ તારા બાપને મારવામાં જોયો હતો તેટલો જ તને મારવામાં જોશે.)

રાયદે કહે: 'આંય મારીન્દા ને બીઆ માડુ કે હથ ન હુન્દા કીં ?' (તમે મારશો તો બીજા માણસને હાથ નહિ હોય કેમ ? )

હેવો જામ કહે: 'હથ હોય તો ગીન હી બંધૂક ને નીકર મું મથે બારવટે.' (હાથ હોય તો લે આ બંદૂક ને નીકળ મારા પર બહારવટે.)

*

આ તકરાર બીજાઓએ ઓલવી, પણ રાયદે વિચારી રહ્યો કે શું કરું ? કાંઈ કરીશ તો મા મારી ઝૂરી ઝૂરીને મરશે, એમ વિચારી ગમ ખાઇ રહ્યો. પણ એકવાર ચોરે હજામત કરાવવા બેઠેલો ત્યાં એનું અપમાન થતાં, અરધી હજામતે એને ઉઠાડી મૂકતાં એણે ઘેર આવીને માને કહ્યું:

'મા, હણે મુકે રજા ડિયો. મુસે હી સેન નાઇ થિન્દો. ને જો રજા મ ડિન્દી તો આંઉ મથો પછાડી મરી વીન્નો.' (મા, હવે મારાથી સહન નથી થતું; હવે મને રજા નહિ દે તો હું માથું પટકીને મરીશ.)

આ સાંભળ્યા પછી રાજબાઈના શરીરમાં આઇ કામઈ આવ્યાં, પોતે ધૂણ્યાં. પુત્રનો વાંસો થાબડયોઃ 'વીંજ બેટા.

રજા ડિયાંતી. પણ ધ્યાન રાખીજ. મુંજી કૂંખ લજાઇજ મા. ને માતાજી તોજી રક્ષા કરે. વીંજ, લોઢેજા કમાડજો રીન્હો. આશિષ દિયાંતી.' (જા બેટા, પણ ધ્યાન રાખજે, મારી કૂંખ લજાવીશ નહિ. જા, માતાજી તારી રક્ષા કરે. ને તું લોઢાનાં કમાડ જેવો રહીશ. આશિષો દઉં છું. પણ કુંવારી જાન ન લૂંટજે, જે ગામ ભાંગ તેનું દૂધ ન ખાજે, મીઠામાં હાથ પડે તે ગામની લૂંટ મૂકી દેજે.)

બેટાને છાતીએ લીધો ત્યારે રાયદેએ પગે લાગી, રડતાં રડતાં ભાંગ્યાતૂટયા શબ્દો કહ્યા: 'મા, માફ કરીજ. આંઉ કીં પણ આંયજી સેવા કરી નાંઇ સકયો. (મા માફ કરજે. હું તારી કાંઇ પણ સેવા કરી ન શકયો.)

*

રાયદે ચાલ્યો ગયો તે પછી તુરતજ રાજબાઈ ઘરમાં અલોપ થઈ ગયાં.

રાયદે અમરેલી જઈને લાન્સરમાં દાખલ થયો. ત્યાં વધીને દફેદાર બન્યો. ત્યાંથી એની બદલી રાજકોટ થઈ. ત્યાં પોતે કમાન્ડિંગ સાહેબનાં મડમ પાસે જઈ બેસતો ને વાતો કરતો. મડમે રાયદેને ભાઇ તરીકે માન્યો હતો. પણ રાયદે બેઠો બેઠો એક દિવસ વિચાર કરે છે: 'આંઉ તો હીતે નોકરી કરાતો, પણ વેર તા હી ને હી રઈ વિયો.' (હું આંહીં નોકરી કરું છું, પણ વેર તો એમ ને એમ રહી ગયું.)

મડમે પૂછ્યું: 'કયા વિચાર કરતા હે રાયદે?'

રાયદે કહે કે, ‘મેરેકુ ગામ જાનાં હે.’

મડમ કહેઃ ‘કોન ગામ ?’

‘હમારા માડી ગામ.’

‘અચ્છા તો જાવ. મેં સાબકો બોલકે રજા દિલાઉંગી.’

‘ચું નહિ.’

‘તો ક્યું ?’

‘એ તુમારા જોટા દો, કારતૂસ દો, ઘોડા દો, ડ્રેસ દો, તો જાનાં હે.’

મડમ કહેઃ ‘અચ્છા ભાઇ !’

મડમે રજા અપાવી, જોટાળી બંદૂક, કારતૂસ, ડ્રેસ, બધું અપાવ્યું, ને રાયદે તે પહેરી ઘોડેસવાર બની બારાડી તરફ ઊપડયો. ને રસ્તે એની ખોપરી બોલતી રહીઃ ‘આંઉ જડે દેવેકે, વજેકે, સામતકે, હી બધાય જામકે, મૂંજી બાયડી રખીને વીઠો અય હી ગાંગે કે જડે ધુમી ડિયાં, ફૂંકી ડિયાં, મારી ઊખ્યાં, તડે જ ઠીક ચોવાય. મુંજા પેજો મારીતલ કો જીરો રે તો તો આંઉ મુંજી માજે પેટ પાણો પડયો ચોવાઉં. (હું જ્યારે દેવાને, વજાને, સામતને, એ બધા જામને તેમજ મારી બાયડીને રાખી બેઠેલ ગગાને ફૂંકી દઉં, ત્યારે જ ઠીક કહેવાય. મારા બાપનો મારનાર કોઈ જીવતો હોય ત્યાં સુધી હું માને પેટ પાણો પડયો કહેવાઉં.)

*

માડી ગામમાં સંવત ૧૯૪૪ના આસો સુદ પૂનમને દિવસે ચાર વાગે સાંજે પહોંચી તેણે દેવાના ભાઇને ઠાર માર્યો, દેવો ન જડયો, ઘોડાને ઉપાડયો. થોડે આઘે એક હરદાસ નામનો ચારણ મળ્યો. એના ખભામાં પાવલી જડેલી પટાવાળી ફૂમકિયાળી તરવાર હતી, હાથમાં ફરસી હતી, પગના જોડા ચરડ ચરડ બોલતા આવતા હતા. ઓળખ્યો, જોટાળી ચડાવીને સામી ધરી. હરદાસે હાથ જોડી કહ્યું: 'રાયદે, આંઉ તો તોજો કુત્તો અયાં.'

રાયદે કહે, 'ભેંસા! ચારણુ થી, તરાર બંધી, માફી મગેતો! વીંજ કુતા! દે ડે તરાર.' (હે નાલાયક! ચારણ થયો છે, તલવાર બાંધી છે, ને માફી માગે છે? ચાલ્યો જા કુત્તા! દઇ દે તારી તરવાર.)

ત્યાંથી ખજુરીઆ ગામે જઇ પોતાની સ્ત્રીને રાખનાર ચારણ ગાંગાને ખેતરમાંથી તેડાવી ઠાર માર્યો. ત્યાંથી રાતના દસ વાગે બેહ નામના ગામે ગયો, ત્યાં માડીથી સામત જામ મહેમાન આવેલ તેથી વીરપાલ સંઘિયાની ડેલીએ દાયરો જામેલો. ત્યાં જઇ ઘોડો ઊભો રાખ્યો ને સાહેબવેશે ત્રાડ પાડી: 'ઈધર માળી વાલા સામતજામ આયા હે?'

સામતે અવાજ પારખ્યો. ઘરમાં ઘુસી ગયો. હવે ઘણાં માણસો વચ્ચે એને બંદૂકે શી રીતે મરાય? એટલે ઘોડા ઉપાડી કહેતો ગયો કે, 'ધ્યાન રખીજ, આંઉ રાયદે, આંયકે રિબાઇ રિબાઇને મારણા અય.'

*

ચોથે દિવસે રાજકોટ પહોંચી પોતાની નોકરીએ ચડી ગયો. પણ જામનગરના રાજ્ય તરફથી ધગધગતી તપાસ થવા લાગી, તેથી પોતે પલટનમાંથી ફારેગ થઇ નીકળી ગયો ને થોડા દિવસ પોતાની બન્ને બહેનો પાસે પરોડીઆ ગામે ને રાણુ ગામે રોકાયો. પણ તપાસ ચાલુ હતી એટલે કંટાળીને વિચાર કર્યો કે, નકામા પકડાઈ ને ભીંત હેઠળ દબાઇ જઇ મરવા જેવું છે, માટે હવે તો નીકળી જ પડું.

સંવત ૧૯૪૫ના ચૈત્ર માસમાં એણે દસ માણસોની ટોળી બાંધીઃ ચારણ ધાના કરશન ભાથરનો, ચારણ પેથો આમડીનો, ચારણ સામત ભીડાનો, ચારણ વીરો આમડીનો, ચારણ જેસો પરોડીઆનો, વાઘેર રાજપાળ ને માણેક હર-ભમ ગોરીઆળીના, વાઘેર લાડો વીરપુરનો, કાનગર બાવો ને રમજાન કુંભાર રાણુનોઃ આમડી જઇને મમાઈ માતાજીને પગે લાગી માગ્યું કે–

'સામે પગલે મોત દીજ.' (સામે પગલે મોત દેજે મા !)

*

ધોકે લઈ વેરી ધસે, દિયે તરારે તુંબેલ,
ગાલીએ છંદા ખેલ, સોંપ્યાં સોરઠિયે કે.

(વેરીઓ સામે ધોકા લઇને ધસવું અને તરવારો ઝીંકવી એ તુંબેલ ચારણોનું કામ છે. માણસોમાં બેસી વાતોના તુક્કા લગાવા, છંદો ગાવા કે ગેલ કરાવવા, એ તો સોરઠીઆ પરજીઆ વગેરે ચારણોને સોંપ્યું છે.)

વજીર હથે વલયાતમાં, કાયમ વીંજે કેસ,
ફાંકડા ફોજદાર કે, રણમેં ધાસે રાયદે.

(વિલાયતમાં વજીરને હાથ રોજ મામલા પહોંચે છે. ફાંકડા ફોજદારોને રાયદે રણમાં સંહારે છે.)

હાકેમ હાલારજા, કંગાલ માડુજા કાર,
ઉન્જે ફાંદ મેં ફાર, રિસતી તોજી રાયદે.

(હાલારના હાકેમોના પેટમાં તારી ફાળ રહે છે, હે રાયદે.)

આંબરડી ઝારી એકડી, દાત્રાણો ધોરે ડી,
દેવડિયે કે દબિયો, રાતે કુલેકાં રાયદે.

(એક દિવસે આંબરડી ગામ ભાંગ્યું, ધોળે દહાડે દાત્રાણું ભાંગ્યું, દેવાળિયાને દાબી દીધું, ને રાતે તું કુલેકાં કર્યો.)

ત્રાડ હિયે તુંબેલ, હલારમેં હલાય ના,
સુરો ચારણ છેલ, રફલે ધબે રાયદે.

બીજું વૃત્તાંત એમ મળે છે કે રાયદેએ ઘોડો, બંદૂક ડ્રેસ વગેરે પલટનમાંથી નહિ પણ આ રીતે મેળવ્યાં: પોતે માની રજા લઇ ખંભાળીઆ જાય છે. રસ્તે 'ઘઇનો પુલ' એ ઠેકાણે એક ઘોડેસવાર જમાદાર ટપાલ લઇને જતો હતો તે મળ્યો. રામ રામ કર્યા. જમાદારે પૂછ્યું:

'ક્યાં જાય છે:'

'ખંભાળીએ ડોલા (તાબૂત) જોવા.'

'કેવો છો ?'

'મકરાણી.'

ઘઇ નદીના પુલ પાસે જમાદાર નીચે ઊતર્યા, રાયદેને પોતાનો ઘોડો ઝાલવા દીધો. જોટાળી બંદૂક ઝાડને થડ ટેકવીને પેશાબ કરવા ગયા.

'વાહ ! માતાજીએ હથોહથ દીધાં. જમાદાર ! લ્યો રામ રામ !'

એમ કહેતો, રાયદે ઘોડે ચડી જોટાળી લઇને ભાગ્યો.

*

નગરની ગાદીએ વીભો જામ હતા. તેણે અમલદારોને તેડાવી સભા ભરી પોતે ભાષણ આપ્યું કે, તમે રાજપૂત થઇ ગામ ગરાસ ખાવ છો, સરકારી નોકર કહેવાવ છો ને ખાલી બગલૂસ (પટા) ગટર બાંધી ફરો છો, પણ એક રાયદેને હાથ કરી શકતા નથી, તેમ ઠાર કરી શકતા નથી, માટે મને બહુ રંજ થાય છે.

સભાસદો નીચું જોઇ ગયા. જામ સાહેબે. રાયદે ન પકડાય ત્યાં સુધી અમલદારોના પગાર બંધ કર્યા.

રાયદેને ખેડુતો રોટલા આપે છે એમ વિચાર કરીને ખંભાળીઆ તથા કલ્યાણપરના અમલદારોએ દરેક ગામમાં નોટીસો ચોડી કે ખેડુતોએ રોટલા ઘેરે ખાઇને જ સીમમાં જવું, કાંઈ અન્ન લઇ જવું નહિ.

થોડા દિવસ પછી ખંભાળીઆ ગામે જઇ ત્રણ ગધેડાં ઊભાં રહ્યાં. તેને માથે છાલકાંમાં પંદર મણ લાડવા હતા ને સાથે એક ચિઠ્ઠી હતી. તેમાં લખ્યું હતું કે, હું ગરીબ ખેડૂતના રોટલા ઝૂંટતો નથી, ઓરતને લૂંટતો કે અડતો નથી, જાન લૂંટતો નથી, ખોટું બોલતો નથી, કોઈ માગણ-ને પૈસાની ના કહેતો નથી, બાયલાપણું કરતો નથી. હું ખેડુના રોટલા ઝૂંટીને ખાઉં તો બહારવટું થાય નહિ તેની ખાતરી માટે આ લાડવા મોકલું છું તે સંભાળી લેજો. ને બીજું કાંઈ જમવા મન થાય તો કહેવરાવજો, મારી પાસે મીઠાઇ ઘણી છે. લિ. રાયદે.'

આ લાડવા એણે રાણુ ગામમાં વળાવીને મોકલ્યા હતા.

પરિણામે અમલદારોએ ખેડૂતોને રોટલા સીમમાં લઇ જવાની છૂટ આપી.

*

'પૂના, સાગા, રામા ભા, સુણો, પાણજે પાનેલી જોરણી અય, ને ડીએજ જોરણી અય. ન જોરાં તો જોગ-માયાજી દુવાઇ. હણે ભલે મુંજે પઠાણુ મારી ઉખય.'

આ રીતે એક દિવસ રાયદેએ જ્યારે સાંભળ્યું કે પાનેલી ગામ પર તો ગોંડળ રાજનો એક પઠાણુ ફોજદાર પચાસ પઠાણોને લઇ રાયદેને જેર કરવાનું બીડું ઝડપીને બેઠો છે કે, રાયદે આવે તો ક-જગ્યાએ (ગુદામાં) બંદૂક મારી ઠાર કરું, ત્યારે તેણે સાથીઓ સમક્ષ પાનેલી ભાંગવાની—ને તે પણ દિવસે ભાંગવાની પ્રતિજ્ઞા કરી.

એક દિવસ એક વાદી બહારવટિયાના રહેઠાણમાં આવ્યો ને રાયદેના રાસડા બોલવા લાગ્યો. બહારવટિયાએ એને ઇનામ આપીને કહ્યું કે, 'હી તોજો રાવણહથ્થો મુકે ડે, ને તોજો પોશાક પણ ડે.' પછી પોતે એ બધો પોશાક પહેરી રાવણહથ્થો લઇ, સાથીઓને કહ્યું: 'આંઇ બધા હણે ઘડીક હીતે વિયો તાં તો આંઉં હીન ઘડી અચાંતો. જરા પાનેલી વિનીચાં' (તમે બધા થોડીવાર અહીં બેસો. હું જરા પાનેલી જઇ આવું.)

એમ વાદીવેશે શહેરની તરતપાસ કરી આવી, અને ફોજદારને પણ મળી, રાયદે અહીં છે, સામે ડુંગરે બેઠો છે એવી ખબર પણ દઈ, પોતે રાતે પાછો આવ્યો અને ટોળી લઇ પાનેલી પર પડયો ને ફોજદાર એની પાર્ટી વગેરેને દબાવી દઈ કહ્યું: 'કો પઠાણ ! તું કો ચોતો વો, કે રાયદે અચે તો આંઉ ક–જગ્યાએ બંધૂકે મારી મારી ઉખ્યાં. ગીન હિન્જા ફૂલ.' એમ કરી બંધૂકોના ઘોડા ચડાવ્યા. બધાને પકડી પૂરી દીધા. પછી ગામ લૂંટ્યું. પછી પૂરેલાને છોડી કહ્યું કે, 'ડે દયો હીન્જી બંધૂકું. ધીંગાણું કરણું આઈ?' (દઈ દ્યો એમની બંદૂકો. ધીંગાણું કરવું છે?)

પછી મોરનાં પીછાં લાવી, ફોજદારની પાછળ બ્રિચી-ઝમાં ખોસી મોરલો બનાવ્યો ને પીઠ ફેરવી ઊભો રાખી પછી કહ્યું, 'હવે નીચે નમી નમીને કુકડૂ કૂ બોલ. ને પાછો ઊભો થઈને કુકડૂ કુ બોલ. જો બોલતો બંધ થઈ ગયો છે ને, તો પાછળથી બંદૂકે દઈશ.'

ફોજદાર તો ફાળમાં ને ફાળમાં 'કુકડૂ કૂ, કુકડૂ કૂ, કુકડૂ કૂ,' એમ બોલતો નીચે નમતો તેમજ ઊંચો થતો રહ્યો. પાછળ ઊભેલો રાયદે પોતાના સાથીઓને લઈ ચૂપચાપ ચાલી નીકળ્યો. છેક બે ગાઉ નીકળી ગયા, ને અહીં ગોંડળની વાર આવી પહોંચી. તેને પણ ફોજદાર તો રાયદેની જ ટોળી સમજી 'કુકડૂ કૂ' કરતો રહ્યો. પાર્ટીવાળા કહે કે, 'સાહેબ, આ શું કરો છો?' સાહેબ શરમાઈ ગયા.

*

'સામત, પેથા, જેસા, સાંમા, સુણો,' એમ કહીને રાયદેએ સાથીઓને સમજ પાડી: 'પાણ નામ લાઈ નીકળ્યા અયું. તો હણે પાણ વાંસે સત રાજજી ઘસતું ફિરેતીયું. તો હીનકે બીચારેકે હણે પાણ નોતરો ડિયું, ભલે અચે. કારણ કે જો પાણ જીતીન્દા તો લક્ષ્મી કીર્તિ વધની; જો મરીન્દા તો વૈકુંઠ વીન્દા ને પાણજી કાયા અમર રિન્દી. હીનકે મારીન્દા તોય લાભ અય, પાણકે મારી ઉખે તોય લાભ: કીં ભા, કો ચ્યોતા?' (આપણે તો નામ રહે માટે નીકળ્યા છીએ. આપણી પાછળ સાત રાજની ફોજો ફરે છે. તો આ બિચારાને નોતરાં દઈએ. ભલે આવે. કારણ કે જો આપણે જીતીશું તો કીર્તિ ને લક્ષ્મી વધશે ને મરશું તો વૈકુંઠ જશું, ને આપણી કાયા કાંઈ અમર રહેવાની નથી. આ લોકોને મારીશું તોય લાભ, ને એ આપણને મારી નાખે તો પણ લાભ. કેમ ભાઈ, શું કહો છો?)

સાથીઓએ હા કહી, સહુ ઊપડયા. બરડાના ડુંગરમાં એક ગામ આવ્યું, ત્યાં પ્રાગડ વાશી (પરોડ થયું) ને એક

ખેડૂત સાંતી લઈ નીકળ્યો, તેને પૂછ્યું: 'ઓચવળી ગામમાં કોઈ ઘસત આવી છે ?' ખેડુએ હા કહી. રાયદેએ એક ચિઠ્ઠી લખાવી એ ખેડુને દઈ ઘસતને પહોંચાડવા કહ્યું. ચિઠ્ઠીમાં લખેલું કે, તમે જેટલા સરકારની હરામની ખીચડી ખાવાવાળા મારી પાછળ ફરો છો ને ઠેકઠેકાણે કંગાળ પ્રજાને હેરાન કરો છો, ને ધમકાવી પૂછો છો કે રાયદે ક્યાં છે, તો હું જણાવું છું કે હું રાયદે આંહીં ચેકના ડુંગર પર છું, જેને મળવું હોય તે આવજો.

આમ પોતે જ્યાં જાય ત્યાં લાલ વાવટો ચડાવે, હોકો પીતો બેસે, કૂલેકે ચડે, અને અછતો ન રહેતાં સામે ચાલી સંદેશા કહેવરાવે.

*

પછી એ સાતેક રાજની ફોજો સાથે ધીંગાણું થતાં ફોજો ભાગી, ત્યારે રાયદે બોલ્યો:—

'ભેંસા ભાઈડે જેડા ભાઈડા થે ને ભજોતા, નીમક હરામ કરોતા ? ડાઢીયું રખીયું ઈન, બંદૂકું ગાળીયું ઈન, ને ભજોતા ! તો સરમાઈન્દા નાઈ ! કોઈ રજપૂત ઈન, કોઈ મકરાણ ઈન, કોઇ પઠાણ ઈન, ને આંઇજો પાણી કિતે વ્યો ! મુકે તો આંઇ ગોતીન્દા વા. રાત ને ડી ગોઠ ગોઠ ફિરન્દા વા, ને માડુકે પૂછન્દા વા કે રાયદે કિતે ઈન. ને આજ આંઇકે આંઉ મીળ્યો તો આંઇ તો મુલાકાત નાંઇ કરીન્દા ને ભજોતા ! હેડા કાયર બાયલા આંઇ હન્દા હેડી મુકે ખબર નાંઈ વઈ. નીખર આંઉ આંઇકે ન મીડયો હુન્દ. પણ હણે દાઢીકે

પડાઈ ઉખજા. બંધૂકું છડી દીજા.' (મરદો થઈને ભાગો છો? દાઢીઓ રાખી છે ને બંદૂકો બાંધી છે, તો પણ ભાગો છો? તમે તો મને ગોતતા હતા ને હવે મળ્યો છું ત્યારે ભાગો છો? મને આવી ખબર હોત તો હું મળત જ નહિ. હવે દાઢી–મૂછ પડાવી નાખજો વગેરે.)

*

રાજ્યે છેવટે પરોડીએ રહેતી એની બહેન માણસીબાઈ પર દબાણ કર્યું. પકડીને ખંભાળીએ લઈ ગયા. બહેન તો ન ચળી, પણ બનેવી ગળી ગયો. એને બાઈએ કહ્યું: 'અરે ભૂંડા! અટાણુ ખડ ખા છ?' લાચાર એને દશ દિવસની મુદત મેળવી. ભાઈને પરોડીઆ ગામે બોલાવ્યો. રાયદે બહેનને ઘેર ગયો ત્યારે બહેને વિનવ્યો કે, 'હવે બસ થયું. હવે કાંઈ કરવું નથી. આપણા ચારણોને જેલમાં પૂર્યા છે. જામ સાહેબ અને રાઘવભાઇ વજીર કહે છે કે, રાયદે જો હથિયાર છોડે તો એને અમે કાંઈ નહિ કરીએ, ને એના ચારણને છોડશું. એટલે રાયદેએ પોતાના જે સંબંધીઓ પુરાયા હતા તેમને છોડાવવા માટે શરણે જવાનું નક્કી કરી બહેનને કહ્યું, 'ભેણ! હણેં તું દરેક અમલદાર કે ચોઇજ જે આંઉ કલ ધરમસાલામેં અચીન્દો. જેડી માતાજીજી મરજી.'

*

રાયદેને અભયવચન આપી માનપાનથી પોલીસ રસાલો લઈ જતો હતો, ત્યારે સીમાડે એક કાગડો બોલ્યો. બહારવટામાં પણ ગામ ભાંગવા જતી વેળા કાગડો બોલે ત્યારે રાયદે સાથીઓને પૂછતો કે 'કાગડો કો

કૂછેતો !' (કાગડો શું બોલે છે ?) અને પછી એનો પોતાને મનમાં ઊગે તેવો અર્થ કરતો. એ રીતે અહીં પણ એણે કાગડાને બોલતો સાંભળી સાથીને પૂછ્યું કે, 'સામત, કાગડો કો કૂછેતો ?' સામત કહે, 'કાગડો ચ્યેતો કે આજ ડી સુધી જે બાધુરી કઈ હીન જે મથે પાણી ફરી વ્યો ને હણે તુરંગમેં સડી સડી મરી રેન્હા.' (કાગડો કહે છે કે જે બહાદુરી કરી તેને માથે પાણી ફરી વળ્યું ને હવે જેલમાં સડી સડી મરી રહેશું.)

રાયદે કહે, 'ના, કાગડો હીં કૂછેતો કે બધાય ઘેર અચના. પણ દગો થીન્દો. પણ વાંધો નાંય.' (ના, કાગડો એમ કહે છે કે બધા ઘેર આવીશું પણ દગો થશે, પણ હવે વાંધો નહિ.)

*

છ મહિનાની સારી રખાવટ પૂરી થઇ ને રાયદે પર કામ ચાલ્યું; કાળા પાણીની સજા થઇ. એ અને સામત થાણાની જેલમાં જુદે જુદે ઠેકાણે જેલ ભોગવે છે, એક વરસ થઇ ગયું છે. એક વાર કામગરીમાં રાયદે ને સામત ભેગા થઇ ગયા; ત્યાં કાગડો બોલ્યો. રાયદે કહે, 'સામત, કાગડો કુછેતો કે હીતેથા ભજો તો આંઇ કે લાભ અય.' (કાગડો કહે છે કે અહીંથી ભાગી છૂટો તો તમને લાભ છે.)

સામત કહે, 'હેડી સાતથરી જેલ પઈ અય. હાનમેં સે ભજણું કી ?'

રાયદેઃ 'ભજણો હીનમેં તો કી નાય.'

બંને જણાએ સંતલસ કર્યો. રાતે રાયદે જ પોતાના

બરાક તોડી સામતને કાઢવા એના ખંડના છાપરા પર ચડ્યો ને ઉપલી બારીના સળિયા હચમચાવ્યા, પણ છાપરું આખું હાલી ઊઠયું. નળિયાં પડયાં; સંત્રીઓ સાવધ બન્યા. રાયદે તો મકાનના છાપરા પર હતો, નીચે ઊતરે નહિ, બહુ સમજાવી ઉતાર્યો, પૂર્યો; પછી જામનગર સાથે લખાણ કર્યું. ત્યાંથી આ બેઉને આંદામાન કાળે પાણીએ મોકલી દેવાની સૂચના આવી.

*

'હાલો તમને પાછા જામનગર લઈ જવા છે ને ત્યાં પહોંચાડી છોડી દેવાના છે,' એમ કહીને બેઉ કેદીઓને વહાણમાં બેસારી કાળા પાણીના બેટમાં ઉતારી દીધા, ને ગોરા ઉપરીને એમનાં કાગળીઆં પણ સોંપ્યાં.

કેસનાં કાગળીઆં વાંચતાં સાહેબને માયા થઈ. રાયદેને પાસે બોલાવ્યો, ને એની વાતોથી સંતોષ થતાં તેને મુકાદમ બનાવ્યો ને સહરમાં ફરવાહરવા છૂટ આપી. રાયદે તો કાળાં પાણીની વચ્ચે બેટમાં ફરેહરે છે. એમાં એક દિવસ એવું બન્યું કે કેદીઓમાં કાંઈક કુસંપ થયો, તેમાં સામતને એક કેદીએ ગેરશબ્દો કહ્યા.

રાયદે શાંતિથી એ કેદીને પોતાની પાસે તેડાવી સમજાવવા લાગ્યો.

'આંઇ કુલાઇ બન્જો તા? હીતે તો પાણુ હકડી ખાઇ જા ગલૂડિયા ચોવાસું. ને અસીંકે દુઃખ હોય તો આંઇજે મદદ દેંણી ખપે, ને આંઇકે દુઃખ હોય તો અસીંકે

બાગ ગીનણો ખપે. કારણુ હીતે દુઃખ જી જગા ઇન હીતે મા, પે, કાકા, મામા, જી ચ્યો હી પાણુ.' (તમે શીદ લડો છો? આંહીં તો આપણે એક માનાં પેટ કહેવાઈએ. એકબીજાને દુઃખમાં મદદ કરવી જોઈએ. કારણુ અહીં તો મા, બાપ, કાકા જે કહીએ તે આપણે જ પરસ્પર છીએ.)

આવા ખામોશીના શબ્દોથી પણ છેડાઈ ઊઠીને એ કેદી તોફાને ચડ્યો એટલે રાયદેએ એને માર્યો; તેના પરિણામે રાયદેને અંધારી ખોલીની સજા થઈ.

*

પછી મદમની કૃપા થઈ તેથી એ પાછો મુકાદમ બન્યો ને એક વાર બજારમાં ચાલ્યો જતો હતો, ત્યાં કોઈક માણસને દુહો બોલતો સાંભળ્યો. દુહો તો આમ હતો—

**શેખપર સિંધવો કિયાં,**
**રાયદે વડો રૂવાબ:**
**ધરણી લાગી ધ્રુજવા,**
**ન ચડે નગર કે નવાબ.**

કોઈક ઓળખીતો કેદી આ દુહો બોલ્યો તેથી રાયદેને ગઈ ગુજરી યાદ આવી:

'અરે જીતવા! આંઉ હકડે ડી નગર ને નવાબ જેડે કે ધ્રુજાઇન્દો વો, ને હિંદમેં હાક ફાટતી વી. ને અજ પેરમેં જંજીર પઇ વઈ.'

એમ આ દુહાએ રાયદેના વિચાર ફેરવી નાખ્યા. એ દુહાએ મોટું બળ આપ્યું, હાલતાં ને ચાલતાં, ખાતાં

ને પીતા, એ જ દુહો યાદ આવવા લાગ્યો. એમાં સામત આવ્યો. બન્ને બેઠા; કારણ કે સામત પણ હવે છૂટો ફરતો હતો. એની સાત વર્ષની સજામાં હવે ફક્ત બે વર્ષ બાકી હતાં.

રાયદે કહે, 'સામત ભા, હકડી ઘાલ ચાં. આંઈ તો ઠીક પણ આંઉ તો હીતે ને હીતે મરી વીન્નો ને કોઈ ચારણજે હથ પણ અડીન્દા ના. (એક વાત કહુંઃ તું તો ઠીક પણ હું તો અહીં જ મરી જઈશ ને મારા શબને કોઈ ચારણના હાથ પણ નહિ અડે.)

સામત કહે, 'ભલા માણસ, મરદ જેવો મરદ હવે નમાલી વાતો કરે છે? શરમાતો નથી? ને મરદ તો તુરંગમાં પણ પડે. ને આપણે કંઈ અધૂરું રાખ્યું છે?'

રાયદે કહેઃ 'મારે તો ભાગી જવું છે.'

'ક્યાં?'

'આપણા દેશમાં. તારે આવવું છે?'

સામતે કહ્યું કે, 'મારે તો હવે નથી આવવું, પણ તું બારાડીમાં જા તો મારે ઘેરે જઈને બધાને મારી વાત કહેજે.'

એમ કહેતો સામત હસવા લાગ્યો, એટલે રાયદે કહે, 'સામત, તોકે ઠેકડી લગેતી. પણ સચી ઘાલ ચ્યાંતો. મરીં તો વીંજણો જ અય. હીતે મરણું નાય. ભલે દરિયેમેં મરું.'

બન્ને જુદા પડ્યા. રાયદે ભાગવાની જુક્તિ વિચારવા

લાગ્યો. એક વિચાર સૂઝ્યો. હમેશાં વહેલો ઊઠીને ગામ-માંથી લાકડાના લાંબા કટકા ગોતીને તે લઈ ગામથી દૂર ભેગા કર્યા; પછી એકબીજાને જોઈન્ટ કરી બે ખાટલા જેવડું ત્રાપું બનાવ્યું ને થોડા દિવસનું ખાવાપીવાનું લીધું. પછી એક દિવસ સામતને કહ્યું: 'જે માતાજી! હણે ધ્યાન રખીજ ને ગરીબ થૈ સજા પૂરી કરી જ, આંઉ જો તો હણે માતાજીજી મરજી હી થિન્દો.'

*

બેઉ જણા ભેટયા. સાંજે રાયદેએ ત્રાપો દરિયામાં નાખ્યો, ને બંદર પર એક સંત્રી બંદૂક લઈ ટેલતો હતો તેની પાસે જઈ, ગળું પકડી, દબાવી મારી નાખ્યો; તેની બંદૂક લઈ ત્રાપા ઉપર નાખ્યો. સઢ ચડાવી રવાના થયો. પવન સારો એટલે સવાર થતાં ત્રાપો આગળ નીકળી ગયો, ને સામેથી એક વહાણ આવ્યું.

આ વહાણ રાયદેના વતનના બંદર સલાયાનું હતું તેનો ખારવો આમદ હતો. આમદ વહાણ લઈ આંદામાન આવેલો ને બજારે રાયદે સાથે મેળાપ થયો હતો. સંતલસ કર્યા પ્રમાણે આમદ એક દિવસ વહેલો વહાણ ઉપાડી દરિયે જઈ થોભ્યો હતો.

રાયદેને વહાણમાં લીધો. વહાણને સાત સઢ ઉપર કાગડી ચડાવી મારી મૂકયું. એક રાતે કાઠિયાવાડના પિંડાર ગામને કિનારે રાયદેને ઉતારી વહાણ પાછું વળી ગયું. આંદા-

માનના તાર છૂટેલ તેથી તપાસ થતી હતી. રાયદે બંદૂક લઈ જંગલોમાંથી પસાર થવા લાગ્યો.

*

એક બેન પાસે પરોડીઆ ગામે ને બીજી બેન પાસે રાણુ જઈ આવીને રાયદે દ્વારકા પહોંચ્યો, થોડા વાઘેરોને લીધા જેનાં નામ: ગોરવીઆળીનો રાજપાળ, મીંઆણીનો ભીમો મકવાણો, ગોરવીઆળીનો હરભમ માણેક, વીરપુરનો હાડો માણેક, ને ચારેક મુસલમાન કુંભારો: એમને લઈ બીજી વાર બહારવટે ચડયો.

આયાણી ભારથ કરે,
ખૂચડ બબે વાર;
તીખી ધાર તરવાર,
રગતે ડોળે રાયદે.

આ બીજા બહારવટામાં એક પછી એક ગામ રાયદે ભાંગતો ગયો, પણ બજાણા ગામના સીમાડે નારાડી વાવમાં ઉતારો કરી સાથીઓ હેમરાજ શેઠને ત્યાં સીધુંસામગ્રી લેવા ગયા, ને પાછા આવ્યા ત્યારે કહે કે હેમરાજને લૂંટીએ.

'કાગડો કો કૂછેતો ?' એમ કહી રાયદેએ કાગ-વાણી ઉકેલી. કહે કે 'શુકન નથી, પંખી ના પાડે છે.' છતાં સાથીઓના આગ્રહથી દી આથમતે બજાણા પર પડયા, હેમરાજ શેઠને ઘેર ગયા, શેઠે આવકાર દીધો, કે બહાદુરને જોઈ હું ખુશી થાઉ છું.

'તુંને લૂંટવા આવ્યા છીએ.'

'ભલે.'

'તો બધી બાઈઓને ઓરડામાં પૂરી દે.'

લૂંટીને બહાર ચાલ્યા ત્યારે બહાર જઈ પેલા બે મુસમાન કુંભારોએ કહ્યું કે હેમનો હાર ભૂલથી ગોખલામાં પડયો રહ્યો. એ બહાને પાછા જઈ ને એ કુંભારોએ બાઈઓની આબરૂ લીધી.

એથી રાયદે કંટાળ્યો. 'હવે આ લોકો મારા ભેળા ન હોય.' આંબલાની ધાર નજીક સૂતા. ન ઊઠયા—તે દી ચડયો ત્યાં સુધી! ઊઠે છે ત્યાં તો ઘસતને આવી પહોંચેલી જુએ છે. ધીંગાણું કરતા કરતા પ્રોડીઆની નાળ્યમાં પહોંચી જાય છે. ત્યાં મછવો પડયો છે. ઠેકી ઠેકીને મછવામાં એક પછી એક જણ ચડે છે ને રાયદે પોતે વારને હટાવતો રહે છે. છેવટે પોતે કૂદ્યો, પણ વહાણની મીંદડી પગમાં વાગી. મછવો હાંકી ભાગ્યા, પણ મછવો તૂટેલ એટલે જખમી રાયદેને ઝોળીમાં ઉપાડી વાઘેરો કાંઠે કાંઠે ભાગ્યા. એને પહોંચાડવો હતો ગોંજ ગામે જેઠીજી દરબારને ઘેર. વાડીએ ગયા, પૂછ્યું, 'દાજીભાઈ છે? કહો કે ભાઇબંધ આવ્યા.'

ભાણેજ ઘેર પૂછવા ગયો. મામીએ જવાબ કહાવ્યો કે 'ઘેર નથી.'

રાયદેએ સાથીઓને કહ્યું: 'જુવાનો! પાણુજી કજા અચી વઇ.' (આપણું મોત આવી પહોંચ્યું.)

ચાલ્યા. રસ્તે કાળો મહારાજ મળ્યો. ઘણી તાણ કરી પોતાની વાડીએ લઇ ગયો.

વાઘેરો કહે, 'ચાલ અમારી ભેળો ઓખે.'

'તમારું મોં નહિ જોઉં, જાવ.'

*

ગાડું જોડીને કાળો મહારાજે રાયદેને ગામમાં આણ્યો. સવારે ફળિયામાં પીપળે કાગડો બોલ્યો.

કાગડાની વાણી સાંભળીને રાયદેએ કહ્યું: 'કાળા મા'રાજ ! કાળી રાત છે, કાળો કાગરો છે, કાળાવડ ગામ છે, ચોથો તું કાળો મા'રાજ છે. હવે પાંચમું કાળું કામ કરીશ મા.'

સવારે કાળા મહારાજે રાયદેને જોયો: પગમાં જખમ છે, ચાર છ મહિના અહીં રાખવો પડશે, ખબર પડશે તો હું મરી જઈશ, માટે હું જ ઈનામ લઉં.

રાયદેને અંદર પૂરી, તાળું મારી સલાયા પહોંચ્યો. મહમદખાં દફેદારને જઈ કહે કે, 'હું રાયદેને પકડાવું તો ?'

'તો તને ફોજદારની જગ્યા અપાવું.'

'ચાલો મારે ઘેર.'

ઘરમાં પડ્યો પડ્યો રાયદે બહાર રહેતી બ્રાહ્મણ બાઈને બોલાવે. બાઈ કહે: 'નહિ આવું.'

'કાળો મા'રાજ ક્યાં છે ?'

'કાળું કામ કરવા ગયો છે.'

'ઉઘાડ.'

‘ નહિ ઊઘડે. ’

‘ કાંઈક તોડવાની કોશ તો દે!’

‘ નથી. પણ આ લે આ હળનું છવડું. ’

હળના છવડા વતી રાયદેએ ભીંત હેઠળ ખાડો પાડ્યો.

બીજા ઓરડામાં જવા માટે વચલો કરો તોડ્યો. રાંધણીઆમાં જવાનું કાંકું પાડ્યું.

ઘસત આવી.

મહમદખાં દફેદાર ને જેશંકરભાઈ ઘસતના આગેવાન હતા, તેણે હાકલ કરી: ‘ રાયદે, હથિયાર છોડ. ’

‘ તમે પોતે આવો તો હથિયાર આપું. ’

આડું ગાડું દેવરાવી મહમદખાં ખડકીમાં અંદર આવ્યા.

રાયદે પાસે ત્રણ જ ભડાકાનો દારૂ હતો. છરા ગોળી કાંઈ નહોતું. પોતાનો પગનો તોડો તોડી નાખ્યો. તોડાના મકોડા બંદૂકમાં ભર્યા.

બંદૂક લઈને બાંકોરા વાટે બાજુને રસોડે પેઠો. ત્યાંથી એક બંદૂક, ને બીજી મારી. અંદરથી દુહા ને છંદ બોલે. આંહીંથી પોલીસના ગોળીબાર ચાલે.

રોંઢે ઘસતે ઘર સળગાવ્યું ત્યારે રાયદેએ અંદરથી કહ્યું:

‘ કોઈ એમ ન કહેતા કે અમે રાયદેને માર્યો છે. હું જ જાઉં છું. રામ રામ. ’

પોતે ત્રીજીવાર એટલે કે છેલ્લી વાર ભરેલી રાખેલ બંદૂક માથા સોંસરી ખાધી.

ઘર સળગી ગયા પછી થોડોક દી રહ્યો ત્યારે અંદર તપાસ કરી. મુવેલો રાયદે એમ ને એમ ઊભો હતો. ઘણા ફેર કર્યા, મુરદું પડયું.

મુરદું ઓળખવા રાયદેની બેનોને બોલાવી.

બેનો જોઈને કહે, ' ના, હી અસાંજો ભા જ નાંય.'

' કાં ? '

' અસાંજો ભા તો પચાસ પચાસ માડુકે મારીને મરે : હી કરઈ હેઠ દબાઈને મરે ના.'

રાયદેનું પહેલું બહારવટું બાર વરસ ચાલ્યું, ને બીજું અઢી વરસ. કાળા મહારાજને જમાદારી મળી.

અમુક વખતે જામ સાહેબે જમાદારી આંચકી લીધી. કહ્યું કે, ' તેં દગલબાજી કરીને ઘણી નાલાયકી બતાવી છે.'

કાળા મહારાજનો છોકરો મુવો. પોતે ગાંડો થઈ ગયો, ને મુવો ત્યારે ગરાસીઆઓએ કાળાવડમાં દેન પણ ન પડવા દીધો.

# ત્રીજા પ્રયાણને છેલ્લે ખાંભે

**રાયદે** બહાવરટિયાની આખી કથા મેળવવા માટેનો સુયોગ આ રીતે બન્યો. હરદાસ રાણુસૂર લુણા નામના એક ચારણભાઈ મળવા આવ્યા. કહે કે, થોડાક છંદો રચીને લાવ્યો છું. આ રીતે નવાં જોડકણાં કરી કરીને લાવવાનો જે શોખ અત્યારના ચારણોમાં લાગ્યો છે તેની છાપ મન પર સારી નથી. એ કૃતિઓ નકલી હોય છે. વિશેષમાં એની અંદર રાષ્ટ્રીય ભાવનાનું પોતું મારેલું હોય છે. મને એમાં રસ નહોતો.

જુવાન હરદાસને કહ્યું: 'તમારી રચનાને તો શું કરું! પણ તમે તુંબેલ ચારણ છો, તો જાવ બારાડીમાં, રાયદેનો કડીબંધ કિસ્સો લઈ આવો.'

ભલો જુવાન, થોડે મહિને સાંગોપાંગ, એના હસ્તાક્ષરોમાં જ આવડ્યું તેવું ઊસરડી આવ્યો. સૂચના આપેલી, કે રાયદે વિશે જે શબ્દોમાં વાતો સાંભળો તે જ શબ્દો, રૂઢ પ્રયોગો, વાક્યો, વહેમો, માન્યતાઓ, બિલકુલ ઓપ ચડાવ્યા વગર ટપકાવજો. એ સૂચનાનું હરદાસ ગઢવીએ અણીશુદ્ધ પાલન કર્યું, પરિણામે આપણને,આગલા પ્રકરણમાં જોયું કે, તાદૃશ શબ્દચિત્ર મળ્યું.

કેટલા લાક્ષણિક બોલી—મરોડો પ્રાપ્ત થયા! અને રાયદેના જેમ જવાંમર્દીના મરોડદાર પ્રસંગો સાંપડ્યા. આંદામાનને કાળે પાણીએથી, એક તકલાદી લાકડા પર બેસીને અફાટ દરિયામાં ઝુકાવ્યું, એ વાત સાચી છે, ને કલ્પના સમક્ષ એક વાર ખડી કરવા જેવી છે. આંદામાનથી પાછા કાઠિયાવાડને કિનારે ઊતરીને પણ અસલના અધૂરા રહી ગયેલા ભયંકર જીવન-પ્રવાસને ફરી જારી કરનાર એ તુંબેલ જુવાન કેવીક માટીનો ઘડેલો હશે તે વિચારપાત્ર છે. હરદાસ પાસે આખો દિવસ બેસી, ખૂબ શ્રમ લઈ, એ ભાષાને પણ મગજમાં બંધબેસતી કરી.

*

તુંબેલ શાખાના ચારણોમાં માનવ-વંશશાસ્ત્રના અભ્યાસીને માટે એક વિશિષ્ટ રસવાળું પ્રકરણ પડેલું છે. આ ચારણ-દાયરાને છંદો, વાર્તાઓ, કાવ્યો, કવિતો ઇત્યાદિ, મારુ સોરઠિયા ચારણોની સભારંજની સામગ્રી પ્રત્યે, રાજ-રજવાડાંની પ્રશસ્તિ કરવાના ધંધા પ્રત્યે ઊંડી અને હાડોહાડ ઘૃણા છે. તેને તેઓ નીચેના નાનકડા દુહા દ્વારા બતાવે છે—

ઘોકે વેરી ધસ્સિયું,
  હિયે તરારે તુંબેલ;
ગાલીએ છંદાં ગેલ
  સોંપ્યાં સોરઠિયે કે.

અર્થ—અમે તુંબેલો તો વેરીજનોને ઘોકે ઘોકે ઢાળી દેનારા, ને તરવારે ઢીબનારા રહ્યા. વાતોછંદોનાં ગેલગુલતાન તો સોરઠિયા ચારણો! તમને જ સોંપ્યાં છે અમે!

આવી ખુમારીને પોષનારો તેમની ઉત્પત્તિ વિશેનો તેમનો પૌરાણિક ખ્યાલ છે. તુંબેલોના પ્રભવ વિશે તેઓ આ કથા કહે છે—

શિવજીને ઘેર ચાર પ્રાણી હતાં: સિંહ, પોઠિયો, સર્પ ને ઊંદર. ચારેને ચારવા લઈ જવાની મુશ્કેલી, કારણ અંદરો-અંદર લડી પડે. એટલે પાર્વતીએ કપાળનો મેલ ઉતારી પૂતળું ઘડ્યું, તેમાં જીવ મૂક્યો. એને બનાવ્યો ગોવાળ. આ ગોવાળે ચારે પ્રાણીઓને શંકરની આણ દઈ ક્ષેમકુશળ ચાર્યાં. પાર્વતી પ્રસન્ન થયાં. કહે કે તને અપ્સરા પરણાવું. ગોવાળે માગી આવડ નામે અપ્સરા. આવડે એવી શર્ત કરી કે, તારા ઘરમાં રાજ તો મારું ચાલે. જે દી મારું રાજ ન ચાલે તે દી ચાલી જાઉં. ગોવાળ કહે કબૂલ. બેઉના ગૃહસ્થાશ્રમમાંથી છઉંડેસર, કુતાણુંદ, લીરવરાસ, તંબર, નારદ, ગણુ, ગંધર્વ, જખ, જેવજે (જયવિજય), નીલ, અનિલ, એટલા દીકરા ને લાંચબાઈ દીકરી થયાં. તેરમો ગર્ભ પેટમાં હતો. એવે એક વાત બની. આવડ ભેંસ દોવા બેઠાં. ત્રાંબડી ઊંધી રાખીને દોવા લાગ્યાં. ચારણ કહે, 'તાંબડી ઊંધી છે, સીધી કરો.'

ચારણી કહે: 'ના, સીધી જ છે.'

ચારણ: 'તાંબડી સમી ગીન; સરખી મેઈ કે મીડ; નકાં હુકડી લઠ ડિનો, મથ્થો ભોરી વિજનો.' (તાંબડી સરખી રાખ ને ભેંસને સરખી રીતે દો, નહિતર એક લાકડી લગાવીશ ના, તો માથું ભાંગી જશે.)

આવડ ઊભાં થઈ ગયાં. તાંબડી ફેંકી દીધી. પેટમાં ગર્ભ હતો, તે પેટ ચીરી બહાર કાઢી એક તુંબડામાં નાખ્યો,

લઈને ઊડ્યાં. ઊડતાં ઊડતાં ગૂંગણા નામે સમુદ્રમાં તુંબડું નાખ્યું, ને સમુદ્રને ભલામણ કરી કે, 'ચાર મહિના મારા પેટમાં હતો, હવે પાંચ મહિના તું સાચવજે.'

પછી આ તુંબડું સિંધ સમોઈના રાજા સમાને હાથ આવ્યું. એણે ઘેર લઈ જઈ કુંવર તરીકે એ બાળકને ઉછેર્યો. એનું સગપણ ઝાલા અને સોઢામાં કર્યું. માતાએ સ્વપ્નમાં આવી કહ્યું કે, ચારણ બાળને રાજકન્યા ન પરણાવાય. રાજા કહે કે, મારું વચન નહિ ફરે. માતા કહે કે, ઠીક, હું યોગ્ય કરીશ. એણે લગ્ન-ચોરીમાં આવી રાજકન્યાને શિરે લોબડી (ચારણીને ઓઢવાની કામળી) ઢાંકી. તે દીથી એ (તુંબેલ —તુંબડામાં સેવાયેલ) ચારણનાં બે કુળ: સોઢી રાણીના તે મધુડા તુંબેલ અને ઝાલાની કન્યાના તે સાખડા તુંબેલ.

*

સામાન્ય વાચકોને માટે કદાચ નીરસ બની જાય તેવી આ વિગતોને, અભ્યાસીઓ પૂરતી વિશેષ ઉપયોગી બનાવવા માટે હવે તો પૂરી જ આપી દઉં. તુંબેલ ચારણોની શાખા પેટાશાખાઓનાં નામો આ મુજબ છે:

ગૂંગણા શાખાની પેટા-શાખા:—ટા, કાગ, રાગ, રૂડાસ, મૂન, મવર, ગઢ, સિંધીઆ, ભાકચર, વરમલ, ભીંડા.

ભાનવાચા શાખાની:—લૂણા, જામ, સંઠીઆ, બુધીઆ, ઓવાણીઆ ભાદરવા, ધમા, વડ, સીહડા, મેઘડા.

પરચુરણઃ—કાંરીઆ, સુમલીઆ, અવસૂરા, મસૂરા, ખૂચડ, સાંખરા, મધૂડા.

*

પાનાં પાછાં ઊલટે છે, અને ફરીવાર ૧૯૩૯ની સાલના એપ્રિલ મહિનામાં જૂનાગઢ શહેરના પોલીસ-ઉપરી શ્રી છેલભાઈની ડેલીના ચોગાનમાં લઈ આવે છે. ચાર પાંચ તુરી (અંત્યજ ગાયકો)ની મંડળી સામે બેઠો છું. મંડળીમાં એક સુંદરી (એ નામનું રગરંગી-વાદ્ય) વાગે છે. બીજાં સહવાદ્યો પણ સૂરતાલ પૂરે છે, અને મંડળી ગાય છેઃ સોન-હલામણની, મેહ-ઊજળીની, ખીમરા-લોડણની, સૂરના હેમિયાની, રાણક-રા'ખેંગારની દુહાબંધ લાંબી લોકકથાઓ. એમના ગાનયુક્ત વાર્તા-કથનથી આ વાર્તાઓનો કલાત્મક ઘાટ વિશેષ સ્પષ્ટ બનતો આવે છે. દેશવટે કાઢવામાં આવેલો હલામણ માતૃભૂમિ ઘૂમલીથી નીકળી જે માર્ગે ચાલ્યો ગયો, તે માર્ગ પરના એક પછી એક પ્રિય સ્થાને ઘડીક બેસી બેસી વતન અને વલ્લભાનું સ્મરણ કરે છે. બાયરનનું ચાઈલ્ડ—હેરોલ્ડ બી. એ. માં ભણ્યો હતો. એ યાત્રીના યાત્રાપથની, તેમજ યાત્રાને સ્થળે સ્થળે એણે કરેલા કાવ્યાભિષેકની કડીઓ તાજી થઈ. લોકકવિતા—બ. ક. ઠાકોરના શબ્દોમાં 'હીનસંપન્ન છતાં મહાત્મ્યબીજ'—પણ, પોતાની રંક સંપત્તિની પોટકી સાથે જ એ મહાપંથે જ પરવરી છે એ વિચાર સોન-હલામણની ગાથાએ પેદા કર્યો. હલામણ પણ સ્થળનિર્દેશનું પગેરું મૂકતો ગયો છે, તે આ રીતે—

જોઇ જેતાવાવ, નવલખા ન્યાળ્યા નહિ;
રામાપોળનું રાજ, પ્રાપતમાં હોય પામીએ.

ઢેબરને ઢોરે, ટીંબે મન ટક્યું નહિ;
કાનમેરાની કોરે, આવી મન આંટા દિયે.

બેઠલ બગાધાર, મનામણાં જાણે આવશે,
દેશવટો ધરાર દીધો, શિયે જેઠવે

જાળેરાની જોક, આતમ અંધોળ્યું નહિ;
આગાપુરીનો સંતોક, પાછું મન પામે નહિ.

વીસળપરને વાસ, મેડિયું બબે મંડાવિયેં,
નતનું ગંગાજળ નાત, આભપરો આંખ્યુંઆગળે.

વીશળપરના વાણિયા, એક સંદેશો સુણ્યે;
સોનલ આંઈથી નીકળે, તો ઝાઝા જુહાર ભણ્યે.

તન ઊભું ટૂંકડે, મિયાણીએ મન માને નહિ
ઘેર્યું હૈ ગાંધવીએ, લટકયું લાંબા ઉપરે.

મિંયાણીની મોર્યે, હાકલ્યું મન હાલે નહીં;
કરંડ કોયલાને, લટકયું લાંબા ઉપરે.

હાબા ડુંગર હેઠ, હલામણ હિંચોળ્યો નહિ,
આવતો ઊડળ લેત, જતને કરીને જેઠવો

*

ઉપરના ઉદ્‌ગારોમાં જેતાવાવ, નવલખા મહેલો, ઢેબર નદી, કાનમેરો ડુંગરો, જાળેરા ગામ, વીસાવાડું, ટૂકડું, ગાંધવી, લાંબુ ને મિંયાણી નામે ગામો, અને છેવટે સિંધનો ડુંગર હાબો, એ સર્વ વિયોગી વાર્તાનાયકનાં પ્રયાણ પર પરનાં સાચાં વિરામસ્થાનો અદ્યાપિ મોજુદ છે. દરેક સ્થળે વિયોગનું વેદના-પગેરું પડયું છે.

*

'મને દુહા ઘણા હૈયે છે, ભાઈ!'

આમ કહેનાર તરફ હોઠ હાંસી રમ્યા હતા. આજે એ જુવાન ક્યાં છે? શું કરે છે?

પૂછપરછ કરેલી. એ તો ફકીર થઈ ગયો છે, એવી કંઈક માહિતી મનમાં રહી ગઈ છે.

'૨૯માં એ જુવાન સૌરાષ્ટ્ર–છાપખાનાનો કારીગર હતો. અનાડી લેખે એની નામના હતી. વા સાથે બાઝવા ઊઠતો. એને કોઈ ગણતી નહોતી. એનામાં કોઈ સાહિત્ય હોઈ શકે ખરું? છતાં આવીને આપમેળે કહે કે, દુહા આવડે છે, લ્યો લખાવું.

'આ લે,' કહીને નોટ જ આપી. 'તું જ લખીને લાવ.'

લખીને લાવ્યો હતો. ટાંચણ–પોથીમાં શાહીને અક્ષરે મોજૂદ છે—

હલામણ જેઠવો

બદલે બીજા લોક, બરડાઈત બદલે નહિ;
કુળને લાગે ખોડ, હીણું કરે હલામણો.

એવા બીજા દુહા–જેને છેડે હલામણનું વિજોગી મોત—

લાબાના દહમાં ય, પીઠી ભર્યો પેઠાડિયો,
મીંઢળ છુટયાં મસાણ, હારી બેઠાં હલામણો.

રાણા પ્રતાપ

અકબર ઘોર અંધાર, ઉંઘાણા હિંદુ અવર;
જાગે જગદાતાર, પહોરે રાણા પ્રતાપસિંહ.

'બિડદ—છહુંતરીના' જે છોંતેર દુહા ચારણ-કવિ દુરશા આઢાએ સોનાના સાચા સિક્કા સરીખા કરીને પાંચસો વર્ષ પૂર્વે આપ્યા, તેમાંના આઠેકની રચાએલી એ બિરદાવલિ રાજસ્થાનેથી પાંગરી ક્યાં જતી ફેલાઈ! એક અડબૂત મોલેસલામ પણ જાણે.

ઢોલા-મારૂ

દુવો (હો) દિલમાંય, ઉલટ વિણ આવે નહિ;
ખાવું ખોળામાંય, ભૂખ વિના ભાવે નહિ.

મારૂઈ! મારૂઈ! મન ઝંખુ, મારૂઈ ઘેલડિયાં;
પાણી પીતા માર્યો કેહેલિયો, ફૂટી બંગડિયાં.

પછી તો સોરઠી બોલીની સગી બહેન જેવી કચ્છી પ્રાંતબોલીમાં એણે પ્રેમકથાઓના દુહા ટપકાવ્યા છે. કારાયલ સમો, લીલા કોરૂ, ઓઢો કેર, લાખો ફુલાણી, હમીર સુમરો, મામઈ, રાણો અને મુમલઃ પણ લખાવટ પદ્ધતિ વગરની છે, પંક્તિઓ ને ચરણો અસ્તવ્યસ્ત છે. ખેર, એ અનાડી મુસ્લિમ યુવાનના અડબૂત હૃદયમાં વસેલી કવિતાએ મારી પોથીમાં વિસામો મેળવ્યો, એ પણ મહત્ત્વની વાત છે.

*

ટાંચણ-પાનું ફરે છે:—

મનવેધુ કોઈ મળ્યા નહિ,
મળ્યા એટલા ગરજી;
દિલની ભીતર જામા ફાટ્યા,
કેમ સીવે દરજી!

*

દલહીણાં મનમાં દગા,
મીઠું બોલે મોઢ;
આવે પલ ત્યારે ઓસરે
નેચળના ! સંગત્યુ નો'ય.

સજણાં ! પરઘર જઈ કરી,
દુઃખ ન ગાયીં રોય;
ભરમ ગમાવે આપણો,
વેંચી ન લિયે કોય.

દિલવિહોણા, બેદિલ, કપટી દિલવાળા માણસો પર લોકસાહિત્યમાં ઠેર ઠેર આવા પ્રહારો નજરે પડે છે. થોડા દિવસ પર એક ભાઈ આવ્યા: કહે કે, 'એક નવું ભજન શીખી આવ્યો છું.' આબાદ હલકથી ગાયું—

બેદિલ મુખથી મીઠું બોલે,
એને વેણુ વેહમંડ ડોલે;
રે મુંજા બેલીડા !
બેદલનો સંગ નવ કરિયે રે.

કપટી માનવી મીઠું તો એવું બોલી જાણે, કે 'એને વેણુ વેહમંડ ડોલે' : એના શબ્દોથી બ્રહ્માંડ ડોલી ઊઠે ! એવા તો એનો વાગાડમ્બર હોય છે. ફાંકડું સ્વભાવાલેખન ! દર્દભર્યો એ વિષય ત્યાં જ અટકી જાય છે.

*

ત્રણ ભજનોની, ટાંચણ–પાનાંમાં નવી ભાત પડી છે.

(૧)

વેલા ધણી ! વચન સુણાવ રે,
આગમ–વેળાની કરું વીનતિ.

બાળુડા ! બાળુડા !
મુવાં મૈયતને બોલાવશે.
એને હથેળીમાં પરમેશર દેખાડે રે,
એવા પાખંડી નર જાગશે.
બાળુડા ! બાળુડા !
જળને માથે આસન વાળશે,
એનાં અધ્ધર પોતિયાં સુકાય રે—એવા૦
બાળુડા ! બાળુડા !
બગલાની વાંસે બાળા દોડશે,
એક નરને ઘણી નાર રે—એવા૦
બાળુડા ! બાળુડા !
ઘોડામુખા નર તો જાગશે,
એની વાણીમાં સમજે નહિ કોઇ રે—એવા૦
વેલનાથ ચરણે રામો બોલિયા,
ઈ છે આગમના એંધાણ રે—એવા૦

પાખંડી નરોનું આ કળિયુગમાં જાગવું, એ આ ભજનની આગમ–વાણી ( ભવિષ્યવાણી ) થઈ. મુર્દાંને બોલતાં કરી બતાવે, હથેળીમાં પરમેશ્વર દેખાડે, પાણી પર બેસી બતાવે, એવાને પાખંડી કહેનારો ભજનિક એક શિકારીમાંથી પલટાઇને અહિંસાનો ઉપાસક બનેલો કોળી હતો. ગુરુ વેલો બાવો પણ કોળી હતા. ચારિત્રહીન ચમત્કારવિધાયકોની જાદુગીરીમાં સપડાઇ જનારી શ્રદ્ધાળુ દુનિયાને ચેતવનારા આવા શબ્દોથી ભરપૂર એવી આપણી લોકભજનોની વાણી આપણને ચકિત કરે છે. જેને આપણે અંધશ્રદ્ધાની પોષક માની હતી તે જ આ વાણી પાખંડોની સામે સાવધાની પુકારે છે; ને એનો એક ચેતવણીસ્વર તો આધુનિક

યુવતીઓને માટે શબ્દશઃ સંજુગતો છે: 'બગલાની વાંસે બાળા દોડશે': ઊજળા દેખાતા બેવફા પ્રેમિકોની પાછળ લટ્ટુ બનતી બાળાઓનો ઉલ્લેખ એક કોળીના ભજનમાં થાય એ પણ વિલક્ષણ વાત છે.

'ઘોડામુખા નર' કયા તે કળાય છે? 'એની વાણીમાં નહિ સમજે કોઈ રે!' એટલે કેવા લોકોની વાણી? વિદ્વત્તાના ડોળઘાલુઓની? પોકળ દલીલબાજોની? શબ્દમાત્રથી સત્યને ગૂંગળાવી મારનારા વિપથગામી વાદ-પ્રચારકોની?

નરી શબ્દચાતુરીથી દુનિયાને સર કરનારાઓ પર ભજનવાણી હમેશાં આ પ્રહાર કરતી રહી છે.

*

[૨]

મને નાતો બંધાણો હરિના નામનો,
તનથી તોડ્યો નહિ જાય,
મનથી મેલ્યો નહિ જાય—મને૦

પાંદ સરીખા મીરાં પીળી હુઈ,
લોક જાણે પંડય રોગ;
ચાર પાંચ લાંઘણું મીરાંને પડિયું,
આવ્યો હવે હરિ ભજવાનો જોગ—મને૦

ચાર પાંચ વૈદ રાણાએ તેડાવિયાં,
પકડો મીરાંની બાંય;
જાવ વૈદ તમે તમારે ઘેર,
મારે ઓસડ ન કરવું કાંઈ રે—મને૦

ખનુ ચડું ખનુ ઊતરું,
ખનુ નગરની પોળ,

ઘાયલ થઈ ઘરમાં ફરું
મારી તલપ ન બૂઝે તોય—મને૦

બાઈ મીરાં કે' પ્રભુ ગીરધરનાં ગુણ,
દેજો સંતો ચરણે વાસ,
કાશી નગરના ચોકમાં
ગુરુ મળ્યા રોહીદાસ—નાતો૦

મીરાંના તીવ્ર મનોભાવઃ પણ ભાષા અને રચના સોરઠની તળપદી. મીરાં, ગોપીચંદ, ભરથરી, ગોરખ, કોઈ પણ પરપ્રાંતીય સંતનો કિસ્સો લો, એનાં ઊર્મિસંવેદનોને આત્મસાત કરીને સોરઠી ભજનિકોએ એને આપેલો કલાત્મક શબ્દદેહ એનો નિરાળો જ છે. એ સાહિત્યધન તળપદું સોરઠી છે, સ્વભૂમિનો જ પાક છે, નહિતર 'પાંદ સરીખી મીરાં પીળી હુઈ' એવો પ્રયોગ ભાગ્યે જ સાધી શકાયો હોત.

※

(૩)

દલ-દરિયામાં અખંડ દીવો રે,
દેખ્યા વિનાનું મારું મનડું ડોલે રે.

પ્રાંત્યુંના ભરિયલ ઓલ્યા ભવોભવ ભૂલ્યા ને,
સતગરૂ વિનાં તાળાં કોણ ખોલે રે.

આ રે મારગડે અમે આવતાં ને જાતાં,
આનંદ ભર્યો મારા મનડાની મેળે રે.

છેલ્લી સનંદના તમે સુણો મારા લાઈલા !
આખર જાવું સંગે જમ છેલે—દલદરિયામાં.

દોરે ને ધાગે સાજાં ન થાયેં,
જીવ્યાની દોરી એક હરીને હાથ રે,

જડી રે બુટીનું જોર નવ ચાલે,
(નીકર) ધંતર વૈદ તો મરી કે, જાત રે—

કુળદાવો છોડયો મેં તો તમ સારુ શામળા!
મીઠો મેરામણ મારે મોક્ષ ન આવે રે.

કે રવિસાબ ગરુ ભાણને પ્રતાપે,
ખેલ ચૂકે એ ફરી નવ ફાવે રે.

ભજન-વાણીમાં ફરી ફરીને એકોપાસના પર જ આગ્રહ મુકાય છે. દોરા ધાગા ને જડીબુટ્ટીનાં વહેમ-જાળાંને માથે પ્રહારો દેવાય છે. છેક નીચલા થર લગી ઊતરીને પણ આવું પ્રબોધનારી લોકસંસ્કૃતિને પ્રગતિશીલ કહ્યા વિના ચાલે નહિ.

*

આ ત્રીજી ટાંચણ-પોથીનાં આખરી પાનાં ગીરના બહારવટિયા રામવાળા વિશેની નોંધથી ભરેલાં છે. એને જોતાં મને યાદ આવે છે ગીર-નાકા પરનું એ લાખાપાદર નામનું પોલીસ-આઉટ પોસ્ટ. આ સંસ્કારહીન અને કોઈએ નહિ ઘડેલા શૈશવનું એ પ્રકૃતિ-પારણું હતું. એજન્સી પોલીસના માણસો લાખાપાદર થાણે બદલી થતાં ધ્રૂજી ઊઠતા, એને કાળું પાણી સમજતા. ત્રીશ માઇલ તો જ્યાંથી તે કાળે રેલ્વે વેગળી, શાકપાંદડું પણ જ્યાં સોગંદ ખાવા ય ન જડે. પાણી જ્યાં ગીર-ઝાડવાંનાં ઝેરી મૂળિયાં ગળેલાં પીવા મળે, નિશાળ ને દવાખાનું જ્યાં નામનાં, વસ્તી જ્યાં કાઠિયાઈ—છોતાં બની ગયેલી, વેપારી જ્યાં સાડા બેઃ એવા, દોષિત નોકરને સજારૂપે મોકલવા માટે વપરાતા લાખા-

પાદર થાણાનું આકર્ષણ મારાં બાળ-ચક્ષુઓમાં ઊલટા જ પ્રકારનું હતું.

*

અંગ્રેજી બીજા ધોરણથી જ જેણે એક અગિયાર વર્ષના બાળકને માવતરથી ઊતરડીને વીશ માઈલ વેગળો અભ્યાસ માટે ફગાવી દીધો હતો, પારકાં ઘરના ટુકડો રોટલાનો અને પૂરું છાલિયું પણ નહિ એટલી છાશનો ઓશિયાળો કરી મૂકયો હતો, તે જ આ લાખાપાદર થાણું એ પરઘરાવલમ્બી બાળકને માંદગીના કે લાંબી ટૂંકી રજાના દહાડા આવતાં, ગાય વાછરુને ખેંચે તેમ ખેંચતું. અને પાણીના પ્રવાહ વચ્ચે આવતાં કદી કદી બેસી જનાર ટારડા ટટ્ટુ પર, અગર તો ઊઠતાં તેમ જ બેસતાં અસવારના શિશુ-શરીરને શીર્ષાસનની તાલીમ આપતા ઉસ્તાદ સરીખા અઢાર-વંકા ઊંટની પીઠ પર જ્યારે બેસીને આ અગિયાર વર્ષનો પરજીવી બાળક એક પછી એક ગામડાં પાર કરીને આવતો હતો....એ જામકું, શીલાણું, શેત્રુજીની આભઊંચી ભેખડ-ટોચે કોઈક ધક્કો મારે ને નીચે જઈ પડે એવું જણાતું એ ભથ્થ, એ દરબાર સાહેબનું ગામ ઢસા, દહીડા, ગરમલી,....ત્યાં તો આઘેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ, હરિયાળાના એક વિસ્તીર્ણ કુંડાળાની વચ્ચે, વેરાન સૂકા જમીન-ટુકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય, પછી શેલ નદીના જળ-ઘૂઘવાટ સંભળાય, ઊંટ કે ઘોડું લગભગ ઊંધે માથે થઈને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંડવઢ આરામાં તો પગ મહામહેનતે પેઘડાંમાં

રહે, અને કૈંક બળદોને તોડી નાખનારી તેમજ કૈંક ઊંટિ-યાઓને લપસાવી ભાંગી નાખનારી એ શેલ ભયંકર છતાં રમ્ય ભાસે.

*

આ લાખાપાદર થાણું, જેની ઊંચી ભેખડ પર એ ઊભેલ છે વસમો વાંકળો ચમનિયો, અને બીજી તરફ જરાક ખસીને છુપાઈ—જાણે ઘૂમટો કાઢીને વહેતી ગામુખી ગંગા—

આજ સાંભરે છે એ શૈશવના નિસર્ગાશ્રયો, એક તો એ કારણે કે શિશુ–કાળની નઘણીઆતી, લાલનવિહોણી અને ગૃહકલહની મૂંગી મુરઝાતી લાગણીઓને કોમળ શીતળ સ્પર્શ કેવળ આ ગીરપ્રકૃતિ તરફથી જ મળતો હતો; અને બીજા એ કારણે કે બીજી વાર જ્યારે હું બી. એ. માં ભણતો હતો, ત્યાર વેળાનું પિતા–ધામ બનેલું આ લાખા-પાદર હરહમેશ, રાત્રિ ને દિવસ, બહારવટિયા રામવાળાને ભણકારે ધ્રૂજતું હતું. વાવડી ને ધારગણી, રામભાઈનાં વતન ગામ, એ તો લાખાપાદરને અડીને ઊભાં હતાં. હું જ્યારે મારાં પોથાં વાંચવામાં પડયો હતો ત્યારે, બેઠી દડીના અને એકવડિયા છતાં કસાયેલ બદનના પિતા ઘોડાની પીઠ પર બહારવટિયાની સામેના બંદોબસ્ત નિમિત્તે ભાટકતા હતા. કંઇક જવાંમર્દ અને જાબી (ડાઘા જેવા) મોટા અમલદારોની ત્યાં થતી આવજા, ત્યાંથી પછી હેટના પોશાક કાઢી નાખીને રામભાઇ કયાંક ભેટી જાય તો સામાન્ય સપાઈમાં ખપવા

માટે માથા પર બાંધી લેવાતા ખાખી સાફા, રામભાઈ ઊગમણાં ગામડાં ધબેડતો હોય ત્યારે આથમણી કૂચકદમ કરી જતી મોટી ગાયકવાડી ટુકડીઓ—અને બાપુ ઘેરે આવે ત્યારે જ એમને જીવતા જાણી પછી 'આજ તો રામવાળો મળ્યા હતા' એ વાળી એમની કનેથી ઊંચે શ્વાસે સાંભળેલી વાતો....

૧૯૧૪–૧૫નાં એ વર્ષો યાદ આવે છે, અને વેકેશન ખૂટી જતાં ફરી પાછા કોઈક ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બિહામણી તોયે શિશુહૃદય–સોહામણી શેલને સામે પાર, સપાટ ખુમચા જેવાં ભોમકા પર વહેતું થતું વાહન, પાછળ ફરી ફરીને કેટલી વાર નિહાળેલાં એ ચૂનાબંધ ખોરડાં, ફરી પાછાં બીજે માર્ગે આવતાં રંક અને રોટીવિહોણાં એ ગામડાં—એ માણાવાવ, પાદરગઢ, હાલરિયુ, હૂલરિયું, ફરી પાછી ત્યાં એ ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાહિની, પહોળા પટવાળી, સુજલા સુફલા સોરઠી શેત્રુંજી....

ઊતરીને એનું પાણી ખોબે ખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો—ને સાંજે તો પાછી શરૂ થઈ જતી, પારકા ટૂંબા ખાઈને રોટલો પામતી ઓશિયાળી વિદ્યાર્થી–અવસ્થા. રે! પાયામાં જોઉં તો કશો જ નકકર કુલસંસ્કાર, નગર-સંસ્કાર, રક્તસંસ્કાર, ધર્મસંસ્કાર નથી જડતો, જડે છે ફક્ત આ શેત્રુજી, સાતલ્લી અને શેલ સમી નદીઓનાં નીર સમીરણ મારફતનાં થોડાં નિસર્ગ લાલન; પણ એટલેથી થોડું આ માનવજીવનનું લાકડું ઘાટમાં આવે છે! બહુ બહુ

અણઘડચું રહી ગયું. મોટો દુર્મેળ મચી ગયો. ખેર ! પેલો રામવાળો તો બાપડો એટલું ય ન પામ્યો. એનો તો આ દુનિયા સાથે કોઈ મેળ જ ન મળ્યો. કાળને પંથે લગ્નમોડ પહેરીને ચાલ્યો, તો સાથીઓમાં લૂંટારુ-મૈત્રીની નીતિ પણ ન નભી. અને પોતે પ્રારબ્ધને હાટડે મહામોલું જીવન પાછું દઈને, સસ્તું મોત માગી લીધું હતું તો એ મોત પણ કમોત બન્યું. નહિ તો એ રામવાળો પણ શેલ નદીના જ અંકમાં ક્યાં નહોતો આળોટયો !

# અનુભવની કામધેનુનું દોહન

મેરૂ રે ડગે પણ જેનાં મન નથી ડગતાં,
મરને ભાંગી રે પડે ભરમાંડ;
વિપત પડે વણસે નહિ,
સોઈ હરિજનનાં પરમાણુ—મેરૂ રે.

હરખ અને શોકની જેને આવે નવ હેડકી,
જેણે શિશ તો કર્યાં કુરબાન;
સતગુરૂ-વચનમાં કાયમ વરતે,
જેણે મેલ્યાં અંતરના માન મેરૂ રે.

સંકલ્પ ને વિકલ્પ જેને એકે નહિ ઉરમાં,
તોડી નાખ્યા માયા કેરા ફંદ;
નિત્ય નિત્ય રમે સતસંગમાં પાનબાઈ,
જેને આઠે પો'ર આનંદ—મેરૂ રે.

ભગતી કરો તો તમે એવી રીતે કરજો પાનબાઈ,
રાખો વચનનો વિશવાસ;
ગંગા સતી એમ બોલિયાં
તમે થાજો સતગરૂજીનાં દાસ—મેરૂ રે.

**ભજનોની** લોકવાણી સાયર સમી સુવિશાળ અને અગાધ છે: તેમાં ગંગા સતી અને પાનબાઈનાં ભજનો પોયણાંનાં ઝૂમખાં સરીખાં સોહે છે.

નારી નરને પ્રબોધે તેવાં ભજનો જેસલ–તોરલ, લાખો –લોયણ, માલો–રૂપાદે, વગેરેનાં છે. પણ એક સ્ત્રી બીજી સ્ત્રીને જાગ્રત કરે તેવાં ભજનો આ એક ગંગા સતીનાં છે.

ગંગા સતી અને પાનબાઈ એ સાસુ અને પુત્રવધુ હતાં, ને પુત્રનું નામ અજોજી હતું એટલું જાણવા મળે છે. એમ પણ કહેવાય છે, કે ગંગા સતી જાતે કણબી હતાં અને મોરાર સાહેબ નામે (સંત ભાણ, રવિ વગેરે કબીરપંથી ગુર્જર-સંત–મંડળની પરંપરાના ક્ષત્રિય) સંતનાં શિષ્યા હતાં. એમ પણ જાણ્યું છે કે સંત મોરારના શિષ્ય સંધી સંત હોથીનાં એ પ્રેમિકા હતાં. એનાં ઠામઠેકાણાની માહિતી મળતી નથી.

આ ઝૂમખું ચાલીશેક ભજનોનું છે. બધાં જ ભજનો પાનબાઈને સંબોધેલાં છે, અને કડીબંધ લાગે છે. એક જ માનવાત્માને પોતાની પાસેનો ગુપ્ત જ્ઞાનખજાનો આપી કરીને કૃતાર્થ બનવાનો આ કિસ્સો છે. આખી દુનિયાને ઉદ્ધારી નાખવાની તમન્ના નથી.

કશી ઉતાવળ કે દોડધામ કર્યા વિના ગંગા સતી પાન-બાઈને આ ગુપ્ત વચનરસ ક્રમે ક્રમે પિવાડે છે, અને પછી પોતે પ્રાણ ત્યજે છે, તેવું ભજનોમાં સૂચન છે.

**એટલી શિખામણ દઈને ચિત્ત સંકેલ્યું ને**
**વાળ્યું પદમાસન રે,**
**મન ને વચનને સ્થિર કરી દીધું ને**
**ચિત જેનું પ્રસન્ન રે.**

ભાઈ રે !

> બાહ્મ રૂપ જેની વરતી બની ગઈ ને
> અંતર રહ્યું નૈ લગાર રે,
> સૂરતાએ સુનમાં જઈને વાસ કીધો ને
> થયા અરસપરસ એક તાર રે.

ભાઈ રે !

> નામ ને રૂપની મટી ગૈ ઉપાધિ ને,
> વરતી લાગી ઈંડથી પાર રે;
> ગંગા રે સતીનું શરીર પડી ગયું ને
> મળી ગયો હરિમાં તાર રે.

આ ચાલીશેકના મંડલમાંથી અહીં ફક્ત બે જ આપું છું. ગંગા સતીની વાણીની આમાંથી જરૂરી વાનગી મળી રહે તેમ છે. એની ભાષા સરળ મીઠી ગુજરાતી છે. વેદાન્ત-દર્શન જેવા ગહનગંભીર વિષયનું દોહન લોકવાણીના માટી-પાત્રમાં થયું છે. સંસ્કૃતના સુવર્ણ-કટોરામાં જેવુ ઉપનિષદ-ક્ષીર સોહે છે તેવું જ આ સોહે છે.

કારણ એ છે, કે આ તો અનુભવની કામધેનુનું દોહન છે. પરાયું ઊછી-ઉધારું લીધેલ નથી. સમગ્ર ઉત્કૃષ્ટ ભજન-વાણીનું સાચું રહસ્ય એ જ છે, કે એ સ્વાનુભવની વાણી છે. 'કબીરની નકલ જ કરી છે આ ગુજરાતી લોકસંતોએ', એવું કહીને કાંકરો કાઢી નાખનારાઓને કહીએ, કે એકાદ નકલ તો કરી આપો ! જોઇએ, લોકકંઠે ચડી શકે છે ?

આ તો વહેતાં વહેન છે. ગંગા સતીનાં આ ભજનો પ્રચલિત છે. બેઠકોમાં ગવાય છે, શુદ્ધ પાઠે જ બોલાય છે.

આનારા ગરીબો, કારીગરો, ખેડૂતો, કુંભારો, હજામો, સ્ત્રીઓ ને પુરુષો એના અર્થ સમજે છે; ગોખણપટ્ટી જ નથી. મોટી વાત તો આ છે, કે ગાનારાં ઊંડા રસથી ગાય છે; અને તેમની ગાવાની ઢબ હલકમાં, સાજ બજાવવાની શૈલીમાં, મોં પર ને આંખોની અંદર વાણીને અનુરૂપ ભાવ-પ્રકાશ જોવાય છે.

તાત્પર્ય: ગુજરાતી ભાષા, ગુજરાતી સાહિત્ય, કવિતા ને સંસ્કૃતિ, તેને સામાન્ય નિરક્ષરોના નરનારી સમૂહમાં સજીવ રાખનારા લોકસાહિત્યનું આ ભજનવાણી એ એક બળવાન મહા અંગ છે. ગુજરાતી ભાષા અને કવિતાનો રસાસ્વાદ સામાન્યો જે કરે છે તે આપણાથી નથી થઈ શકતો. આપણે વિવેચનમાં જ રહી ગયા. આપણામાં એક તત્ત્વ ખૂટે છે: સ્વાનુભવ.

( ભજન : ૨ )

શીલવંત સાધુને વારે વારે નમીએ,
જેનાં બદલે નહિ વતમાન;*
ચિત્તની વૃત્તિ જેની સદાય નિરમળી,
જેને મા'રાજ થયેલા મેરબાન—
હાયું ને ×મીયું જેને એકે નહિ ચિત્તમાં,
સદાય પરમાર્થ પર પ્રીત;
સદગુરુની સાનમાં પુરાણ સમજે,
રૂડી રૂડી પાળે સદા રીત—

* ચાલુ રહેણીકરણી × હાયવોય

બીજી બીજી વાતું એને ગોઠે નહિ,
રહે સદા ભજનમાં ભરપૂર;

લક્ષ અલક્ષ લાભ જ લેતાં,
જેનાં નેણુમાં વરસે સાચાં નૂર—

સંગ કરો તો તમે એવાંનો કરજો
પાનબાઈ, જેથી થાશે ભવજળ પાર,
ગંગા રે સતી એમ બોલિયાં,
એ તો દેખાડશે હરિના દિદાર.

# આદિવાસીનો પ્રેમ

**સાતપૂડા** પહાડને ઉગમણે છેડે રળિયામણાં મૈકલ-શિખરો આવેલાં છે. નર્મદાના આદિસ્થાન અમરકંટકથી શરૂ થઈ ને સલેટેકરી વનમાં ચાલી જતી આ ગિરિમાળ એક કાળે ઋષિઓનું ધામ હતી. હજુ યે વિજન, વેગળી અને એકાંત-વાસી આ શિખરમાળમાં આજે તો તેઓ વસે છે, જેને આપણે ફેશનમાં કહીએ છીએ 'જંગલી જાતિઓ': બૈગા, ગોન્ડ, અગરિયા, ધોબા, પરધાન, ભારિયા.

નવીન સમાજસંસ્કૃતિથી અલિપ્ત, સરકારી કાયદાની સાંપટમાં ન આવેલાં, નીરોગી, નિજનિજનાં નીતિતંત્રોએ બંધાયેલાં; શિકાર, વનસામગ્રી અને ઢોરઢાંખર પર ગુજરતાં આ મુક્ત અર્ધનગ્ન માનવો—હા, એ માનવો છે—ની કને ભાલા ને તીરકામઠાં છે, ગીતો અને નૃત્યો છે, પ્રબલ પ્રેમોર્મિ અને વિરહોર્મિનાં દર્દે સુહાતી જવાની છે, સરલ ને નિખાલસ હૈયાં છે.

આજે જ્યારે એ આદિવાસી પ્રજાની નિરાળી જીવન-પ્રણાલિઓને નષ્ટ કરી તેમને 'સુધારી' લઈ આજની યંત્ર

—સંસ્કૃતિમાં વટલાવવાની ઝુંબેશ પરદેશી રાજસત્તાએ અને એમના શાસનસહાયક ગોરા પાદરીઓએ જોરશોરથી આદરી દીધી છે, ત્યારે એમની વનવાસી સંસ્કારિતાનો નાશ થતો રોકવા, ને એમને એમની જ રીતે જીવન જીવવા—માણવા દેવા મથન કરતા શ્રી વેરીઅર એલ્વિન નામના એક વિદેશી માનવશાસ્ત્રી એમની વચ્ચે એમની સેવા કરતા વસે છે. એ વિદેશીના પાસે કોઈપણ પ્રજાનું સ્વત્વ ન મારી નાખવાની નિર્મળ દૃષ્ટિ છે.

એ એલ્વિન સાહેબે આ આદિવાસીઓનાં અસલ હિંદીમિશ્રિત વનવાણીમાં ગવાતાં ગીતોને એકત્ર કરી તેનો 'ફોક–સોંગ્ઝ ઓફ ધ મેકલ હિલ્સ' નામે અંગ્રેજી અનુવાદ—સંગ્રહ આપેલ છે.

એ અંગ્રેજી અનુવાદો પરથી સમશબ્દી ગદ્યમાં ઉતારેલા થોડા નમૂના અહીં આપ્યા છે. મુખ્યત્વે આ નમૂના પ્યાર અને વિરહની કૃતિઓના છે. કર્મ–ગીતો, રીન અને સુવા-ગીતો, સૈલગીતો, દદરીઆ, લગ્નગીતો, હાલરડાં, મરશીઆ, ઉદ્યમ અને મજૂરીનાં ગીતો, આહિર (ગોવાળ)—ગીતો, સામાજિક ને રાજદ્વારી ગીતો, ઉત્સવગીતો; એટલું આ ગીતોનું વૈવિધ્ય છે.

આ ગીતોથી તે પ્રજા શરમીંદી બને અને એને અશિષ્ટ ગણી સુગાવા લાગે એવી 'નવી' અસરોની હવા વાવી અત્યારે શરૂ થઈ ચૂકી છે. એ વનવાસીઓનાં લાલચટક લોહીમાં તેમ જ કલેજાંમાં નવયુગી શ્વેત વિચાર–જંતુઓની

પિચકારીઓ દેવાઈ રહી છે. તે ઘડીએ યંત્રયુગી માનવોના પ્રાણમાં નવી લહેરો વહાવે તેવાં આ ગીતો પકડી લેવાને પાત્ર છે.

*

એલ્વિન લખે છે: "આદિવાસીઓના સંગમાં અમે રહેવા ગયા તેના પહેલા જ દિવસથી એક બાબત મન પર ઠસી ગઈ છે, કે આ હિન્દી 'આદિજન'—એની ગમે તેવી આર્થિક ગરીબી અને ચાલુ કેળવણીનો અભાવ છતાં—દયાનું પાત્ર નથી, 'ઉદ્ધાર' કરવાનું પાત્ર નથી, પણ સન્માન અને તારીફનો અધિકારી છે. એનો કવિતા-શોખ, એની તાલની સાન અને એના કલાપ્રેમ કરતાં વધુ વખાણપાત્ર જીવનમાં કંઈ નથી. અમે માનીએ છીએ કે એને જો સાચી દોરવણી મળશે તો આ ભવ્ય વસ્તુઓથી એ શરમીંદો નહિ બને; ને જો એ ચીજોને પોતે વધુ ઉત્સાહથી વાપરશે તો અર્વાચીન હિંદની સમાજ-રચનામાં માનભર્યું આસન મેળવશે."

*

કૂવાનું નીર આજ હેલે કાં ચડે છે?
લિજક લીજર: લિજક લીજર:
(ઝલક ઝલક: છલક છલક)

પાણી લેરિયાં કાં લ્યે છે?
ગોરી પાણીડાં આવી છે તેથી જ શું?
આગર સીંચણ તો કૂવાની અંદર ગયાં યે નથી.

*

સખી ! હરદમ તું હસ્યા જ કરે છે,
તારા ચોટલામાં મોરલો નાચે છે,
હરદમ તું હસ્યા જ કરે છે.

*

સાંકડી વાંકડી નાળ્યમાં રે
પેલી સુખિયા પાણી જાય,
ઊભી રહી અધવાટમાં રે
ઈ તો મરક મરક મલકાય.

*

હે ચાંદા ને સૂરજ ! તમારે પાયે પડું,
છોકરીનો અવતાર ફરી મને દેજો મા.
જનમથી જ અમે ઓરતો અનાથ છીએ.
સાસુ ને નણદી નિત ગાળો દે છે.

*

નિતનાં મેણાંની બળી જળી,
હું વગડામાં નાસી ગઈ;
પણ વેરણ નદીએ મને રોકી પાડી.
ધીમર ! ઓ ધીમર ! ઓ વીરા માછીડા !
ભલો થઈને મને પાર લઈ જા.
નાની દુલારી ! એક દિન અહીં ઠેરી જા;
કાલે તને પાર લે જૈશ.
પણ દા'ડે હું ભૂખે મરી જૈશ,
ને રાતે હું ટાઢે મરી જૈશ.
દા'ડે તને સુંડલી ભરી મચ્છી જમાડીશ,
ને રાતે તને મારી જાળ ઓઢાડીશ.

*

સૂડલા, નંદનવનમાં આવ,
સૂડલા, ચંદન-વનમાં આવ,
સાથમાં આંબાની મંજરી લાવ!

કેમ કરી આવું?
કેમ કરી ઊડું?
કેમ કરી મંજરી લાવું મેનાજી?

પગપાળો આવજે,
પાંખેથી ઊડજે,

ચાંચેથી મંજરી લાવ,
સૂડલા, નંદન-વનમાં આવ,
સૂડલા, ચંદન-વનમાં આવ!

*

दारपतेरा के घर छाये रे,
जौनेला तै तो खोजे जौनेला पाये रे.

जौनेला रे दोस
गोरीके आंगनमां पांच पेड लीमः
गोरी जाथाय तो पतौनि गनत रहेव दिन,
गोरी जाथई रे दोस.

ડાળે અને પાંદડે તેં ઘર છાજ્યું,
જે તેં ખોળ્યું તે તને જડી ગયું: રે દોસ્ત જડી ગયું.

ગોરીના આંગણમાં પાંચ લીંબુડી ઝૂલે છે,
ગોરી તો ચાલી, તું લીંબુડીનાં પાંદ ગણ્યા કરજે;
ગોરી તો ચાલી દોસ્ત.

*

અંધારી રાતે
વાદળ કડેડતું'તું,
સાપ સિંકોટા દેતા'તા,
દીપડીઓ ડણુકતી'તી:

પણ તારા પ્રેમને કાજે
મને ડર ન'તો:

તારી માયાને માટે
પ્રાણ પણ કાઢી આપીશ.

ડગલો પહેરું છું
ને તારી યાદ ઊભરે છે.

સાપનો ને દીપડાનો
અંધારે મને ડર ન'તો.

*

તમાકુના ક્યારામાં
મુરઘી એકલ ભમે છે.
તને જ્યારે દેખતો નથી
ત્યારે મારું દિલ પણ ભમે છે.

*

દહીંનાં દોણાં ભર્યાં પડ્યાં છે,
પણ ગમાણ સૂની છે;
ભેંસોનાં આંચળ સુકાણાં છે.

એ ક્યાં સંતાઈ છે?
તાજુબ મનને પૂછું છું,
મારી ગોરી ક્યાં છુપાઇ છે?

*

તારી સંગાથે મને રહેવા દે,
તારા પ્રેમને કાજે મારાં નયણાં વહે છે.

પાસે તું ન હો ત્યારે
ઘર એ ઘર નથી રહેતું,

વન એ વન નથી રહેતું,
ટેકરીઓ પહાડો બની જાય છે.

મને સાથે લઇ જા.
પ્રેમે નયણાં વહે છે.

*

અજાઝૂડ વનરાઈ વચ્ચે
ઘટા-ઘેઘૂર વડલો સોહે,

કૂવાને કાંઠે
નાજુક વાંસ સોહે,

માવતર વિહોણી આ છોકરી તો
અપર-માના ઘરમાંય સોહે.

*

ઓ પનિહારી! આંબાની અંધારી ઘટામાં
તારાં ઝાંઝર રૂમઝૂમી ઊઠયાં.

ઓ પનિહારી! આથમતા સૂરજમાં
તારું ત્રાંબા-બેડું ચળકી પડયું.

તારા હોઠ ને મારું હૈયું
બન્ને તરસે સુકાય છે.

જા પનિહારી! લચકાતી લંકે
નિર્જન કૂવે પાણી ભરવા જા.

અંધારાથી બીતી ના;
હું તારી સાથે ચાલું છું:
હૈયું પિયાસી છે, પનિહારી!

*

કૂવાનું પાણી,
ને પ્રિયાનું પિંજર,
ઉનાળે શીતળ,
ને શિયાળે તાતાં.

*

મલેવાની ધારેથી ઠમકતી ઠમકતી,
પાણી ભરીને તું ચાલી આવે છે!
પણ સબૂર! તારો મદ ભાંગ્યો જાણજે.
મલેવાની ધારે, ખારોપાટ ચાટવા
હરણાં ટોળે વળે છે.
તું યે ઓ માલણી
કેક હરણાંનો ખારોપાટ બનીશ.
મલેવાની ધારેથી, ઠમકતી ચાલ્યે,
પાણી ભરીને તું ચાલી આવે છે!

*

# લોકકવિતાનો પારસમણિ

'છત્તીસગઢના મુલકમાં, જિંદગી કઠોર છે, ધૂળ ધૂળ છે. માનવ–શ્રમને સાંપડતો બદલો ત્યાં અલ્પ છે, અને એનાં છેક કંગાલ કાતરિયાંના ઉંબરમાં આનંદ પહોંચાડનારાં ગીતો જો ત્યાં ન હોત, તો માનવ–જીવન પર નરી હતાશા જ ફરી વળી હોત.'

'છત્તીસગઢનાં લોકગીતો' એ નામના નવા બહાર પાડેલા અંગ્રેજી ગ્રંથના પ્રવેશકમાં વેરીઅર એલ્વિને વાપરેલા આ શબ્દો, એકલા એ પ્રદેશને જ નહિ, હિન્દની ધરતીના કોઈ પણ એક ટુકડાને શબ્દશઃ લાગુ પડે તેવા છે. વેરીઅર એલ્વિન વધુમાં જર્મન કવિ શિલ્લરને ટાંકે છે: 'પ્રત્યેક કલા આનંદને અનુલક્ષે છે; અને માનવીને કઈ રીતે સુખી કરવો, એના કરતાં એકેય પ્રશ્ન વધુ મોટો કે વધુ ગંભીર નથી. સાચી કલા એ જ એક છે, કે જે ઉત્કૃષ્ટ રસોલ્લાસ નિપજાવી શકે છે.'

કવિતા, એ સાચી કલા છે. કવિતાનાં કાંધ પર તમે ભલેને પછી ફાવે તે પ્રયોજનનું પોટકું લાદતા હો, એનું

મુખ્ય લક્ષ્ય, અન્યથા અનેક રીતે નીરસતા વેઠતા, રૂક્ષ માનવ–જીવનને આનંદ અને ઉલ્લાસથી છલકાવી દેવાનું છે. અને લોકકવિતાને માટે આ આનંદલક્ષિતાનો અમોએ જેમણે જેમણે મોટો દાવો રાખ્યા કર્યો છે, તેમની અંદર એલ્વિનના આ શબ્દો હિંમત પૂરનારા બને છેઃ—

'—ને પ્રખર કવિઓની કાવ્યકૃતિઓને જે કલાસિદ્ધિ વરી છે, તે જ કલાસિદ્ધિને આ ખેડુગીતોએ પણ પોતાની મર્યાદિત શક્તિના પ્રમાણમાં પુરવાર કરી છે.'

એલ્વિનનો આ ગ્રંથ મૂળ લોકગીતોના અંગ્રેજી અનુવાદો આપે છે. પાછલાં પાનાંમાં મૂકેલા ટિપ્પણમાંથી કોઈ કોઈ ગીતની કોઈક કોઈક અસલ પંક્તિઓ પકડી શકાય છે. જેમ કે—

માયા કઠિન હાવે તોલા,
નાહિ વિસરાવે

(પ્રીત કઠણ છે. તમારાથી એ નહિ વીસરાય.)

એ આખા ગીતના અસલ શબ્દોને અભાવે એલ્વિનના રમ્ય અનુવાદ પરથી આપીએ:—

કઠણ ચણા બેવડી વાર પીસવા પડે છે.
પ્રીતિ કઠણ છે.
વિસાર્યું જાતું નથી.
સેજ પર સૂતાં
માંકડ ચટકા ભરે છે.
ભોંય પર સૂતાં

અંગો કળે છે.
પ્રીતિ કઠણ છે.
હાથપગ એના રૂપાળા છે.
પ્રીતિ કઠણ છે.'

પ્રીતિની દુર્દમ્ય વેદનાને આલેખવામાં હિંદી કવિતા મેદાન સર કરી જાય છે, એમ કહીને અનુવાદક એક પંજાબી ગીતનું ભાષાંતર ટાંકે છે—

સોની જેમ એના જતરડામાંથી સોનાનો સોહામણો તાર ખેંચે છે, તેમ તારી માયાએ મને પીસી માર્યો છે.

પ્રીતિ તો બરફની વૃષ્ટિ સમી છે: અસંખ્ય ઘરો એ ભાંગી નાખે છે.

પ્રીત જ્યારે ઊડી જાય છે, અને કડીઓ તૂટી પડે છે, ત્યારે એવું લાગે છે કે જાણે લાલ ધગેલા લોઢાને માથે લુહાર ઘણનો ઘા ચૂકી ગયો, અને ધમણ ધમાતી રહી ગઈ.

પણ પંજાબ ને છત્તીસગઢ લગી શીદને લાંબા થવું? સામટી એક દુહા-સેર (અને તે પણ આપણા ભવાઈસાહિત્યમાંથી) નીકળી પડે છે:—

મેં જાણ્યું સજન પ્રીત ગઈ, પ્રીત તો જાશે મુંવાં;
સુતારી-ઘેર લાકડાં, વે'ર્યાં થાશે જુવાં.*
સાજણ! ચિણગી પ્યારકી, રહી કલેજે લાગ;
જેસી ધૂણી અતીતકી, જબ ખોલું તબ આગ.
સજણ! સુવાણી સ્નેહકી, પરમુખ કહી ન જાય;
મૂંગેકું સપનો ભયો, સમજ સમજ પછતાય.

* જુદાં.

પ્યાસે ચાહત નીરકું, થક્કા ચાહત છાંય;
હમ ચાહત તુમ મિલનકું, કર કર લંબી બાંય.

પિયુ પિયુ કર પ્યાસી ભઈ, જલમેં પેઠી નાય;
શિર પર પાની ફિર વળ્યો, પિયુ બિન પ્યાસ ન જાય.

પ્રીત કરી સુખ લેનકું, ઉલટ ભઈ દુઃખ દેન;
પહેલી આગ લગાય કે, દોડ્યો પાની લેન.

જો મેં એસા જાનતી, પ્રીત કિયે દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, પ્રીત ન કરિયો કોઈ.

પિયુ પિયુ કરતાં પીળી હુઇ, લોક જાણે પાંડુ રોગ;
છાની લાંઘણ મેં કરું, પિયામિલન સંજોગ.

પ્રીતમ તેરે દરશ બિન, સૂકો શામ શરીર;
પાપી નેનાં ના સૂકે, ભર ભર આવે નીર.

ભાવ-પ્રતીકો પર જ આ લોકકવિતાનો મુખ્ય મદાર છે. એની સંવેદનાનાં સંકેત-ચિહ્નો ન્યારાં છે. અતીતની ધુણી—જ્યારે રાખ ફંફોળો ત્યારે અંદર અગ્નિ જલતો ને જલતો—એ ભાવપ્રતીક લોકકવિતાને પ્યારું છે, કારણ કે એ એનું ઘરગથ્થુ, તળપદું, આગવું છે. પણ આપણે છત્તીસગઢની આદિવાસી પ્રજાનાં ઝૂંપડાં તરફ પાછા વળીએ, ને એની કઠોર, ધૂળ ધૂળ, અને વિફલ મહેનતે રૂંધાતી જિંદગીને હતાશામાંથી ઉગારી લેતા કાવ્યને કાન દઇએ—

એહ દે હય ગા સેજરિયા મારે,
હો ગય અંધિયરિયા સેજરિયા મારે.

એ ધ્રુવપદે ધબકતા સારા યે ગીતની પ્રૌઢિ આ અંગ્રેજી અનુવાદના ય અનુવાદ પરથી પકડાઈ જાય છે—

સેજલડી મારી હવે કેવી અંધિયારી બની ગઈ!

તારું બદન ચાંદા જેવું હતું,
તારી આંખો હરણુના જેવી હતી;
લાંબા કેશ હતા તારા, મારા રતન !

બે દા'ડાની માયા લગાડી
તારે દેશ ચાલી ગઈ.
સેજલડી અંધારી ઘોર બની ગઈ.

આંબે કોયલ ટૌકે છે,
જંગલમાં મોર બોલે છે,
નદીકાંઠે બગલું બોલે છે,
ને હું ભરમાઉં છું,
જાણે એ તારા ગળાનું ગાન છે.

સેજલડી કેવી અંધિયારી બની છે મારી !

અંધિયારી બનેલી સેજ પર એકદા સંગીત બજી ઊઠેલું—

સાજ કે ખુરા સરઈ પટિયા,
+ઘૂંગરાહીન, તોર ખટિયા બજાહુ રતિયા.

( સાજ લાકડાના પાયા ને સરઈ લાકડાના ઈસ–ઊપળાં છે. હે વાંકડિયા કેશવાળી! તારા ખાટલા પર રાત્રિએ સંગીત બજાવીશ. )

લાઘવમાં, તેમજ ભાવપ્રતીકને હિસાબે, બરાબર સ્પર્ધા કરે તેવો આપણો દુહો જુઓ—

---

+ એલ્વિન એનો અર્થ 'of tinkling bells' કરે છે, પણ 'ઘુંગર'નો અર્થ વાંકડિયા વાળ થતો હોવાનું વધુ સંભવિત છે.

થંભા થડકે, ઘર હસે, ખેલણ લગ્ગી ખાટ;
સો સજણાં ભલ આવિયાં, જોતાં જેની વાટ.

વેરીઅર એ ભાવને અંગ્રેજીમાં મૂકી આપે છે, ત્યારે એ વિદેશી ભાષામાં જાણે સમૃદ્ધિ ઉમેરાય છે—

O girl with tinkling bells!
I will make music
On your bed to-night.

આદિવાસી જીવનમાં પ્રેમ, શિકાર અને સંગ્રામનો આવેશ પ્રબલ, પ્રમત્ત ઝંઝા રૂપે આવે જાય છે—

લાલી હો કે આ જા,
ગુલાલી હો કે આ જા,
મોર બૈહા કે પલંગ મા;
ચિરૈયા હો કે આ જા,
મોર બૈહા કે પલંગ મા રે દોસ્ત.

અંગ્રેજી બાની એ લોકપ્રતીકોને આસાનીથી ઝીલે છે—

Red as a rose
Come to your madman's bed;
Come as a bird,
Come to your madman's bed.

જોબનના નાશને પણ લોકકાવ્ય એના તળપદા ભાવ-પ્રતીકમાં વ્યક્ત કરે છે—

સોને કટોરાલા ફોર ડારે,
તોર મસ્તી જવાનીલા કાહા તોડા રે.

(તેં તારો સુવર્ણ-કટોરો ફોડી નાખ્યો છે. તારી મસ્ત જુવાનીને તેં ક્યાં તોડી નાખી?)

એથી જુદેરી સોરઠી દુહાની સંકેત-વાણી—

**જોબનિયા! તુંને જાળવ્યું, ચાર્યું માજમ રાત;**
**એવો અવગુણ શો થયો, (કે) લકડી દઇ ગયું હાથ!**

'ચાર્યું સારી રાત'– એ ભાવ દૂઝણાં પશુને આખી રાત પહર ચારવાની રસમમાંથી ઉપાડી તેના પ્રતીક વડે, જોબનને જે પ્રેમ-લાડ લડાવ્યા તેને અહીં વ્યંજિત કરાયા છે.

આદિવાસીની લોકકવિતાએ તો સ્વપ્નાં પણ ગાવાં છોડયાં નથી—

**સોને સિંધુલિયા, રૂપે કે ઢકૂના,**
**છિન આએ છિન જાએ, દે દેવે સપૂના.**

(સોનાની કંકાવટી, ને રૂપાનું ઢાંકણું; ક્ષણેક આવજે ને ક્ષણેક જજે, પણ મારગડે મને એકાદ સ્વપ્નું તો દેતી જાજે.)

ગુજરાતના કોઈક નવીને ગાયું—

**સ્વપ્ન લેશો રે! કોઇ સ્વપ્ન લેશો રે!**

તે પૂર્વે તો લોકકાવ્યે ગાયું હતું. આદિવાસીની ઊંઘમાંથી એણે આ સ્વપ્ન ઉપાડી લીધું:—

**તને મેં સપનામાં દીઠી—**
**ભમરાના જેવા રંગબેરંગી ઝલકતી ચૂંદડી,**
**કાળા કેશમાં કંગનથી સેંથા પાડતી,**
**કાંડે કાળી બંગડીઓ;**
**આંખો ઉઘાડી, આસપાસ જોયું,**
**અરેરે! બિછાનું સૂનું હતું.**

જાપાની લોકકાવ્યનું સ્વપ્ન, એક અંગ્રેજી અનુવાદનું અવતરણ કરીને એલ્વિન એની જોડમાં મૂકે છે—

સપનાનાં આ મિલનો—
કેવાં દુઃખદાયી છે!
ગભરાઈને જાગતાં
ચોપાસ, આવલાં મારીએ,
કોઈનો સ્પર્શ મળતો નથી.

અને અહીં તો શબ્દશઃ એક કુટુંબી સમું આપણું સોરઠી લોકકાવ્ય-સ્વપ્ન સ્મરણે ચડે છે.

સાજણ સપને આવિયાં,
ઉરે ભરાવી બાથ;
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં,
પલંગે પછાડું હાથ.
પલંગે પછાડું હાથ
તે કાંઈ નો ભાળું,
વાલાં સાજણ સારું
ખોબલે આંસુ ઢાળું
આદર્યાં કામ તે અધવચ રિયાં,
જાગીને જોઉં તો સજણ જાતાં રિયાં.

જાપાની કાવ્યના અસલ શબ્દો તો હરિ જાણે; પણ અનુવાદમાં છે—

When waking up startled
One gropes about,—
And there is no contact to the hand.

સોરઠી સ્વપ્ન–કાવ્યમાં પણ એ જ કવિતા ટપકી ગઈ:—

> જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં,
> પલંગે પછાડું હાથ.

સોરઠી પ્રતીક–જુક્તિ, સોરઠી Symbolism, એ સ્વયંપૂર્ણ છે, કાવ્યનું એ સંપૂર્ણ ઉપાદાન છે.

છત્તીસગઢના લોકગીતોનો પરદેશી સંપાદક આ ગીતો-ના કાવ્યરસને કવિ શેલીની આંકણીએ માપે છે. શેલીને કવિતામાં શાનું દર્શન થયું?—

'કવિતા હરેક વસ્તુને રમ્યરૂપે પરિવર્તિત કરે છે: જે સુંદરતમ છે તેને ય કવિતા ઓર સુંદર કરી આપે છે, અને જે કદ્રૂપ છે તેનામાં રમણીયતા મૂકે છે; ઉલ્લાસ અને બીભ-ત્સતાની વચ્ચે, શોક અને હર્ષની વચ્ચે તેમજ ચિરંતન અને ક્ષણિકની વચ્ચે, કવિતા લગ્ન કરી આપે છે; પોતાની હળવી ધૂંસરી હેઠળ એ વિષમ વિગ્રહશીલ વસ્તુઓને પણ જોતરી આપે છે. જેને એ સ્પર્શે છે, તેને એ કાંચનનું કરે છે, અને એના પ્રભા–વર્તુલની અંદર આવનાર પ્રત્યેક સ્વરૂપ એની અજબ કરુણા થકી નવો અવતાર ધરી રહે છે. જીવ-નમાં ટપકતાં મૃત્યુનાં વિષભર્યાં નીરને કવિતાની કીમિયાગીરી કનકનાં કરે છે: દુનિયાના દેહ પરથી પરિચિતતાનો પરદો સેરવી લઈને કવિતા એના નિદ્રાવશ નગ્ન સૌંદર્યને પ્રત્યક્ષ કરી આપે છે.'

શેલીને આટલું કહેવા દઈને એલ્વિન ઉમેરો કરે છે કે, 'આ બાબતમાં તો શેલીએ શકય ગણ્યું તેના કરતાં યે હિન્દી

કવિતા આગળ જાય છે. હિંદી કવિતાના પ્રદેશ–વિસ્તારમાં તો ગર્ભાધાન, ગર્ભ માટેના વલવલાટ, રજસ્વલાપણું, બજારમાં વેચાતી વસ્તુઓનાં મૂલ્ય અને મચ્છીની જૂજવી જાતો પણ સમાવેશ પામે છે.'

સગર્ભાવસ્થાનુ કાવ્ય એ તો દેખીતી રીતે જ રમ્ય અને ભયાનક વચ્ચેનું લગ્ન કહેવાય. આદિવાસીની કવિતાએ આ બે પરસ્પરવિદ્રોહી ભાવોનું મિલન આ રીતે સાધી આપ્યું:–

પૂનમ ઊગે છે,
છતાં મારું માથું કોરું છે,[૧]
કૂવા–કાંઠે જાઉં છું,
પૂનમનો ચાંદો ઊગે છે,
ઊંડા ધરામાં માછલી મહાલે છે,
આંબાની ડાળીઓ ધરતીને ઝળુંબે છે.

બીજા માસનો ચાંદો ઢળે છે,
વાડીમાં નવી કળીઓ ફૂટી છે,
પિયુ મારા ફૂલની સુવાસ ચાહે છે.

ત્રીજા મહિનાનો ચાંદો ઢળે છે,
મારું માયલું જીવન વિચિત્ર ખાદ્યોની ઈચ્છા કરે છે,
કાદવ અને ભુતડો ખાવાનું મન થાય છે.

ચોથે મહિને—
સિદોરીને[૨] અવસરે મા આવે છે,
એને ખોળે ચડીને સાત જાતનાં અન્ન આરોગું છું.

પાંચમા માસની પૂનમ—
અંગોમાં છૂપું જીવન સળવળે છે.
ઓ મારા વહાલુડા! તારા પ્રાણધબકાર સંભળાય છે,

૧. માથું કોરું = રજસ્વલા થઈ નથી, નાહી નથી.
૨. સિદોરી = સગર્ભાના દોહદ તૃપ્ત કરવાની વિધિ.

ઊંડાં નીરે કંઈ મચ્છી છે, એ કોણ કહી શકે ?
ઝલાશે ત્યારે જાણશું, ખારી છે કે મીઠી.

છઠ્ઠા માસનો ચાંદો ઢળે છે.

સાતમા માસનો ચાંદો ઢળે છે.
સ્તન-ડીંટડીઓ કાળી પડે છે—
મારા બાપુ[3] હશે.
પેટ લાંબું પડ્યું છે—
મારી મા[4] હશે.

આઠમા મહિનાનો ચાંદો ઢળે છે,
સમો આવી પહોંચ્યો—
પરણ્યો હવે પાસે ઢૂકતો નથી.
વાટે મેં સાપ ભાળ્યો—
આંધળો થઈને એ ચાલ્યો ગયો.[5]

નવમા મહિનાનો ચાંદ ઢળે છે,
માયલું જીવન કેવું થાક્યું છે,
અંધિયારી કેદ-કોટડીને દેખી,
એ છુટવા મથે છે,
ધરતી પર મુકામ નાખવા મથે છે.

ગર્ભાધાનને મહિને મહિને ઉત્તરોત્તર પ્રકટ થતી ઇચ્છાઓ, શંકાઓ, મનોનુભવો અને વહેમોની આ વિલક્ષણ કાવ્યરસિક શબ્દચિત્રાવલિ નિહાળીને આપણને કવિતાના ઉદાત્ત પ્રયોજનનું નિર્વિવાદ દર્શન લાધે છે. મને ય આપણાં ગુજરાતી ગર્ભાધાન-ગીતો યાદ ચડે છે—

૩. દીકરો. ૪. દીકરી. ૫. સગર્ભાને જોતાં સાપ આંધળો થાય છે એવી માન્યતા.

પે'લે માસે તે જાણ્યું અજાણ્યું રે હરનું હાલરડું,
બીજે માસે તે હૈયડામાં જાણ્યું રે ગોવિંદજીનું હાલરડું,
ત્રીજે માસે સૈયરને સંભળાવિયું રે હરનું હાલરડું,
ચોથે માસે તે ચૂરમાના ભાવા રે ગોવિંદજીનું હાલરડું.

વગેરે વગેરે. ઉપરાંત જનેતાપદની નવી આંતરસમૃદ્ધિનાં ભાવપ્રતીક રૂપે આદિવાસીઓએ જળની મચ્છી, આંબાને નમતી ડાળ, નવી ફૂલકળી વગેરે જે યોજ્યાં, તે જ આપણે પણ આપણાં લોકગીતોમાં વાપરેલાં જોઈએ છીએ. વાંઝણી મહાદેવેથી વર મેળવી પાછી વળે છે ત્યારે

સૂકાં રે સરોવર ભરાઈ ગિયાં ધન્ય રમતાં રે,
માછલડાં કરે રે કિલોલ કે મા'દેવ ગ્યાં'તાં રે,
આંબા આંબલિયું લીલી થઈ ધન્ય રમતાં રે,
કોયલડી કરે રે કિલોલ કે મા'દેવ ગ્યાં'તાં રે.

શેલીએ સાચું ભાખ્યું: કવિતા તો કુત્સિતને પણ રમ્યતા અર્પે છે; નહિ તો કસુવાવડના ભયે એ કમ્પતી છત્તીસગઢની આદિવાસી સગર્ભાને સુરક્ષિત રાખવાની સામૂહિક મનવાંછનાને આ શબ્દદેહ ક્યાંથી મળત?—ઢોલિયાની પાટીને દશ શેરી ગંઠીને ગર્ભિણીની કમ્મર ફરતી બંધાય છે, ત્યારે લોકો જે ગાય છે તેનું ધ્રુવપદ જ આટલું મંત્રાત્મક છે—

સત કે નાઉ, સબદ-કિરવરિયા
સુરતા કે બાંસ.

[ સતનું નાવ છે, શબ્દનું હલેસું છે, ને સુરતા (એકાગ્રતા)નો વાંસ છે. ]

મર્મ પકડાય છેઃ સગર્ભાનું ગર્ભાધાન સાચું, સ્વામી વડે જ નીપજેલું છે એમાં કોઈ ઘાલમેલ નથી.

હવે સમગ્ર ગીતનો અંગ્રેજી અર્થ ઉતારીએ—

દિવસરાત ચંદ્રમાની નીચે પ્રવાહ ચાલ્યા કરે છે,
સતગુરુ આવ્યા છે, ને જળમાં એણે દેરી બાંધી છે.
નદી ઊંડી છે; અંધિયારો ધરો અતાગ છે;
નદીના વહેનની વચ્ચે એ દેરી શે બાંધી શક્યા?
નાવ ક્યાંથી આવી? ને હલેસાં ક્યાંથી?
નાવ સતની છે, હલેસાં શબ્દનાં છે, વાંસ સુરતાના છે,
પૂનેમનો દિન હતો—ને સુતારે દેરી બાંધી.
ચૂનો ક્યાંથી આણ્યો? ને કાપડ ક્યાંથી? બેઉ ચોંટયાં કઈ રીતે?
ઈંટો બાપની, પથરા બાપના; ચોંટાડયાં માએ.

પૂનમને દા'ડે દેરી બાંધી,
ચૂનો શાનો? કાપડ શાનું?
દીવાલોને રંગી શાથી?

ચૂનો રૂપાનો, કાપડ રામનું,
દીવાલોને સતથી રંગી.
ભીંતોમાં હાડકાં માંડયાં, ને અંદરથી બાંધી લીધાં;
દેરીના છત્રીશ લાખ ખંડ પાડયા,
ને એની વચ્ચે વા-બારી રાખી.

વેરીઅર એલ્વિન એક વફાદાર અનુવાદક છે. એણે ઉદ્ધરેલા અર્થમાં અત્યુક્તિને સ્થાન નથી. એટલે કે જે ભાવપ્રતીકોની રજૂઆત અહીં થઈ છે, તેનું અસલ શબ્દ-પિંજર કેટલું રમ્ય હશે! ગર્ભાધાનની જુગુપ્સાજનક ગણાયેલી નારીઅવસ્થાને જે લોકકવિતા આમ કંચનમય કરી આપે છે, તે રુધિરમાંસની ખદબદ સૃષ્ટિ પર ભજન-વાણીનું બાજઠ

ઢાળી આપે છે. સાચી સંસ્કૃતિનું અહીં મહાદર્શન થાય છે. જેનાં પાણી તો નવખંડ ધરતી પર વરસે, વરસીને પાછાં પૃથ્વીને પોપડે પોપડે નીતરે, અને નીતરી કરીને ઊપરતળે સર્વત્ર રમણીયતા પ્રકટાવી આપે તે જ સાચી સંસ્કૃતિ; ને તે જ સાચી કવિતાસમૃદ્ધિ. તળેતળ ઊતર્યા વગર એ રહે જ નહિ. સપાટી પર જ જો રહે તો એનાં ખાબોચિયાં બને, ને એ ગંધાઇ ઊઠે. કવિતા અને સંસ્કૃતિ, બેઉને માટે આ ચકાસણી જ બસ થશે.

# એને મુરશિદો મળ્યા

શકરા-બાજના શિકારમાં સમળી શું જાણે ?
વાંઝણી શું જાણે પુત્ર માટેના વલવલાટ ?
દીવાનું જલન કરગઠિયું શું જાણે ?
માખ શું જાણે પતંગિયાનું અગ્નિસ્નાન ?
જેને જ્યારે અનુભવ થાય છે ત્યારે જ તે જાણે છે.

ઉપર આપ્યું છે તે કાશ્મિર દેશની પુરાતન લોક-કવિતાના એક ઊર્મિગીતનું ભાષાન્તર છે. હવે એનું અસલ જોઈ એ:—

શાહૂની હુન્દ શિકાર ગન્થ કવ ઝાનિ,
હન્થ કવ ઝાનિ પોત્રય દયુઅદ,
શમા હુક માનિ લશ કવ ઝાનિ,
મછ કવ ઝાનિ પમ્પર સોઝ,
યેલી યેસ બનિ તેલિ સુય ઝાનિ.

શબ્દો પરિચિત નથી લાગતા ? ઝાનિ (જાણે), દ્યુઅદ ( દોહદ ), હુન્દ ( છઠ્ઠી વિભક્તિનો ગુજરાતી પ્રત્યય ). મૂળની ભાષા-રચના અને ભાવ-નિરૂપણ શૈલીને મનમાં હજુ વિશેષ ઘૂંટીએ:—

મલ વોન્દી ઝાલુમ
જિગર મોરૂમ

**તેલિ લલ નાવ દ્રામ**
**યેલિ દલ ત્રવ–મસ તતી.**

ભાષાન્તર : મળને મેં જલાવી દીધા. જિગરને મારી નાખ્યું. મારું 'લલ' એવું નામ ત્યારે જ ધારણ કર્યું, જ્યારે એની કૃપા માટે હું રાહ જોતી બેઠી.

હજુ એક વધુ મૌક્તિક તપાસીએ:—

**લલ બોહ દ્રાયસ લોલારે,**
**ચારાન લૂસ્તુમ દેન કેહો રાથ.**
**વુછુળ પંડિથ પનનિ ગરે,**
**સુય મે રોત્મસ નેછતુર ત સાથ.**

અર્થ—પ્યારની પ્યાસે હું લલ્લ ચાલી નીકળી. કેટલા દિન અને રાત મેં શોધ કરી. આખરે પંડિતને તો મારા પોતાના ઘરમાં દીઠો. એટલે પછી મેં મંગળ મૂરત નક્કી કર્યું.

આ લલ–લલ્લ–લલ દેદ જેનું પૂરું નામ છે, તે એક નારી હતી. ચૌદમી સદીના કાશ્મિર દેશની એ 'મિસ્ટિક' મર્મઘાયલ લોક–કવયિત્રી હતી. ગૂઢાર્થભરી એની પદાવલિનો થોડોક પરિચય કરશું. અને સમજી શકશું કે ભારતવર્ષના સામસામા ભૂમિ–છેડા પર જે લોકવાણી ગવાતી તેમાં શબ્દે, ભાવે ને સંવેદને અભેદાત્મ એવી એક સમાનતા રમણ કરતી હતી.

જેમાંથી ઉપલાં અવતરણો લીધાં છે તે પુસ્તક અંગ્રેજીમાં છે. એનું નામ 'કાશ્મિરી લીરિકસ' છે. મૂળ કવિતા–પાઠ એણે રોમન લિપિમાં મૂકયા છે, ને તે દરેક પદની સામે અંગ્રેજી ગદ્યાનુવાદ આપ્યો છે. શોચનીય વાત

છે, કે હજુ ય આપણા 'સ્કોલર' ગણાતા સાક્ષરો અરબી અગર દેવનાગરીમાં પણ મૂળ પાઠોને પ્રકટ કરતા નથી. રોમન લિપિ મારફત અસલની કેટલી ખૂબીઓ ખોવાઈ જતી હશે. અને એ પરથી મેં ઉતારેલ ગુજરાતી લિપિ-પાઠમાં કેટલીય અશુદ્ધિઓ રહી ગઈ હશે! ને હવે મુદ્રણમાં પણ કેટલોક કદૂસલો થવાનો! ખેર.

'કાશ્મિરી લીરિક્સ' (કાશ્મિરી ઊર્મિકાવ્યો) એ પુસ્તકના જન્મને લગતી હકીકત પણ જાણવા જેવી છે. અનુવાદક શ્રી. જયલાલ કૌલ પોતે જ કહે છે કે અલ્હાબાદ યુનિવર્સિટીમાં પોતે પી-એચ. ડી. નો કોર્સ કરવા ગયા. થેસીસ માટે એમણે 'બૂર્ઝ્વા એલીમેન્ટ ઈન બ્રિટિશ ડ્રામા'-નો વિષય પસંદ કર્યો. પ્રો. અમરનાથ જહા વગેરે પંડિત-મણિઓ એમના ઉસ્તાદો હતા. પણ શ્રી. કૌલને થોડે વખતે જાણ પડી કે પોતે પસંદ કરેલા વિષયને લગતી સામગ્રી જ એ વિદ્યાપીઠના ગ્રંથાગારમાં પૂરતી નહોતી. અરે, લખનૌ ને બનારસ યુનિવર્સિટી સુધી પણ એમણે સામગ્રી શોધી. કલકત્તાની ઈમ્પિરિયલ લાયબ્રેરીમાં પણ ઢૂંઢી ચૂક્યા. નિરાશા મળી. કરેલો શ્રમ વૃથા ગયાનો આઘાત લાગ્યો. તે વખતે પછી એમના ઉસ્તાદોએ એમને સૂચવ્યું, કે હે જુવાન! તારા પોતાના વતનને લગતો કોઈક વિષય પસંદ કર ને! પછી લોકગીતોના સંશોધક શ્રી દેવેન્દ્ર સત્યાર્થીનો ભેટો થયો. એ પણ કહે કે, 'તમારી ભૂમિની જ જૂની લોકકવિતા ઉપાડી લો ને!' પરિણામે આ જુવાન અનુવા-દક કાશ્મિરના કુંજ-ગાયકો તરફ લલ દેદ, નુન્દ રમેશ,

ખ્વાજા હબીબ, કલન્દર શાહ, અઝીઝ દરવેશ, ક્રિષ્ન રાઝ-
દાન, પરમાનંદ ઇત્યાદિ મર્મી, રહસ્યવેત્તા લોકકવિઓ તરફ
વળ્યા અને એણે જે જશ મેળવ્યો છે તે તરફ આંગળી
ચીંધીને આપણા ગુજરાતી 'સ્કૉલર' યુવાનોને ઘણું ઘણું
કહેવાનું મન થાય છે પણ કંઈ નહિ.

આપણા વતનની આ ભૂમિજાત સાહિત્યસંપત્તિની સૌ
પહેલી ભાળ આપનારાઓ તો, ઘણાખરા પ્રાન્તોમાં, વિદેશી
ગોરાઓ હતા! આ લલ દેદ નામની કાશ્મિરી લોકકવયિ-
ત્રીની પિછાન પરદેશી ગ્રિયર્સન અને બાર્નેટે કરાવી હતી.
'લલ્લવાક્યાનિ' (લલ દેદનાં જ્ઞાનવચનો) નામનો સંગ્રહ,
તેમણે આપ્યો. તે પછી ૧૯૨૪માં સર રીચર્ડ ટેમ્પલ નામના
વિદેશીએ લલ્લની કવિતાનો અંગ્રેજી અનુવાદ-સંગ્રહ 'ધ
વર્ડ ઓફ લલ્લ ધ પ્રોફેટેસ' પ્રકટ કર્યો. આ લલ્લ-વાણી
છે તો લોકવાણી, છતાં એની અંદર કબીર, ચંડીદાસ તથા
તુકારામનાં લોકપદોમાં રમતાં જ્ઞાનદર્શન લળકી રહ્યાં છે,
એમ પ્રોફેસર જહાનું કહેવું છે, અને એની સત્યપ્રતીતિ
આપણે જોઈ ગયા તે પદોમાંથી થઈ રહે છે.

પાંચ સદીઓના વિસ્તીર્ણ પટ પર આ પ્રાચીન કાશ્મિરી
ઊર્મિકવિતા કૌમુદી સમી રેલી રહી છે, જીવનને બહુવિધ
મર્મછેડે એ સ્પર્શે છે, રોજ બ રોજની સંકુલ ઘટનાઓને
આલેખે છે, પ્રકૃતિનાં દૃશ્યોને પકડે છે, માનવ-લાગણીને
ગૂંથે છે. મજૂરી, વેદના, ક્ષુધા અને આવેશોનું ચિત્રાંકણ
કરે છે, અને આ ભૂમિના આત્મિક જ્ઞાનસંસ્કારની પાર્શ્વ-

ભૂમિને સાંગોપાંગ સાચવી રાખે છે. લલ દેદની દર્દભરી વાણીની વાનગી જોઈ હવે નુન્દ રૂયોશને નિરખીએ:—

આશ ખ સુય યુસ અશ્ક સાટિ દઝે,
સોન ઝાન પ્રઝલેસ પનનુય પાન,
અશ્કુન નાર યેસ વલિન્ઝી સઝે,
અદ માલિ વાતિય સુય લામખાન.

અર્થ—આશક તો એ, કે જે ઈશ્ક માટે સળગે છે,
જેનો જાન (પ્રાણ) સોના સમો પ્રજ્વલે છે;
ઈશ્કની જ્વાલાએ જ્યારે માણસનું હૃદય પ્રકાશી ઊઠે છે,
ત્યારે જ એ અનંતને પામે છે.

આમાં શબ્દો જોતા જજો. દઝે (દાઝે), ઝાન (જાન), પ્રઝલેસ (પ્રજ્વલે).

અશખ ચુય કુન ગોબર માજી મરુન,
સુ ઝોલા કરી ત કિહય,
અશખ ચુય ગનતુલરેવ પાન બરૂન,
સુ સોખ રોઝી ત કિ હય,
આશખ ચુય રતજામ તની પરાવુન,
સુ આહ કરિ ત કિહય.

અર્થ-ઈશ્ક તો ખોટનો દીકરો જેનો મુઓ હોય તે મા જેવો છે.

એને ઝોલું કેમ આવે?
ઈશ્ક તો ભમરીઓના ડંખ જેવો છે.
એનું કરડ્યું જંપે કેમ કરી?

ઇશ્ક તો રક્ત ટપકતા જામા ( ડગલા ) જેવો છે:
એનું પહેરનાર આહ નાખી શકે શી રીતે?

નુન્દ ર્‌યોશના ઘાયલ ઘટડામાંથી એક પછી એક કેવી વાણી નીકળે છે તેનો વધુ હવે એક જ નમૂનો નિહાળીએ: પોતાના શિષ્ય નસરૂદ્દીનને સંબોધીને એ ગાય છે—

કાયાને માથે ટાઢા નદી–વાયરા સૂસવતા હતા,
આછી ઘેંશ અને અધકાચી ભાજીનું ભોજન હતું,
એવો એ દિવસ હતો, ન સરો !
ઓદમાં પિયા હતી, ગરમ કામળ ઓઢવા હતી,
બતરીશાં ભોજન અને મચ્છીનાં જમણ હતાં.
એ પણ એક દિન હતો, ન સરો !'

એ પણ એક દિન હતો નસરો : 'સુ તિ દોહાં નસરો !'—આ ધ્રૂવપદ વડે ગૂંજતી એ ચાર જ પંક્તિઓનું મૌકિતક છંદમધુર, તાલમધુર સંગીતે સભર લાગે છે. એની શબ્દાવલિ ઉચ્ચારણમાં કેટલી કુમાશ ધરતી હશે? કાશ્મિરના ખીણોમાં હરિયાળી ઉપર આ શબ્દો અને એનું સંગીત સજોડે લેટતાં હશે. એની જેલમ અને રાવીના સરિતાપટ પર 'ખોચુ' ( માલ ભરેલી ) નાવડીઓ હંકારતા નિર્ધન નાવિકો, નૌકાભાર ખેંચતા ખેંચતા જે ગાતા હશે તેના અસલ શબ્દો તો આ ચોપડીમાં નથી, પણ એક અંગ્રેજ બાઈ એ એની વિદેશી વાણીમાં એક નાવિક–ગાનને અનુરૂપ તર્જમાં ઉતાર્યું છે.

Swift the current, dark the night, (Ya-illa, la-illa)

Stars above our guide and light, ( Kraliar, baliyar )

All together on the rope, (Ya Pir-DustGir)

In our sinews lies our hope ( Khaliko, Malik-ko. )

અર્થ—નદીનો પ્રવાહ ધસમસે છે, રાત કાળી છે.

યા-ઇલ્લા, લા-ઇલ્લા.

આપણા રાહબર, આપણા દીવા કેવળ આકાશના તારા જ છે.

ક્રાલિયાર ! બાલિયાર !

સો સંગાથે રસી ખેંચો.

યા-પીર ! દસ્ત ગીર !

આપણી આશા આપણાં જ બાવડાંમાં છે.

ખાલિ-કો માલિક ! કો !

એવો એક દિવસ જરૂર આવશે, કે જ્યારે પ્રાંત પ્રાંતનાં આ લોકપદોની આપ-લે ચાલશે, હરએક નાના મોટા પ્રદેશમાં વ્યાપક એવી આપણી સાંસ્કારિક એકતાનો આપણને એ ગાનોના પ્રત્યક્ષ શ્રવણપાન દ્વારા ગાઢ અનુભવ થશે, અને પરદેશી નાટકો વગેરેના ભંગાર પર 'થેસીસ' લખવા ગ્રંથાગારોની અભરાઇઓમાં જીવાત જેવા ખદબદતા આપણા જુવાનો પોતાની ધરતીનો સાદ સાંભળી, જન્તુ મટી, સાચા ભોમિક સત્ત્વનો આસ્વાદ લેનારા રંગીલા માનવી બનશે. ભાઈ જયલાલ કોલને સુમાર્ગે વાળનારા મુરશિદો લખનોના વિદ્યાલયમાં જેમ મળ્યા તેમ મુંબઈ યુનિવર્સિટીમાં પણ મળો !

# દક્ષિણ ગુજરાતનાં લોકગીતો

એવું તો તમે ભાગ્યે જ કહી શકો, કે મુંબઈ નગરીની પ્રિન્સેસ સ્ટ્રીટના ફૂટપાથ પર ગુજરાતનાં સાતસો જેટલાં લોકગીતો તમને ખરે મધ્યાહ્ને ઓચિંતાં સામાં મળશે. સંતરાં-મોસંબીની ટોપલીઓ, કાંચકા-રમકડાની રેંકડીઓ, હજામત કરવાના સાબૂ, દીકરીની યાચના કરતાં ડોસાંડગરાં, કોઇક દાક્તર અગર વકીલ, એવાં તો કંઈ આવી અફળાય; પણ એકી સાથે સાતસો લોકગીતોનું શું ગજું, કે ગુર્જર સાગરપટ્ટી પરનાં કમોદનાં ખેતરોમાંથી સળવળી ઊઠીને નર્યા પથ્થરની ફરસબંધી પર મુંબઈ શહેરની ખદબદ માનવ-દુનિયામાં તમારી રાહ જોઈ ઊભાં રહે!

પણ આ હકીકત છે. હાથમાં કાગળનું દળદાર દાસ્તાન લઈ ને એક જુવાન ભરૂચા બિલ્ડિંગની આલેશાન ઈમારતના ઓળામાંથી પસાર થતો થતો જરા સંકોચ સાથે થંભ્યો, અને એણે, વગર પરિચયે પણ હિંમત કીધી:

'આ મારે તમને બતાવવાં હતાં. આ જુઓ, સાત સો છે, અઢી વરસથી રઝળીને મેં એકઠાં કર્યાં છે; બે મિનિટ ઊભા રહેશો? આ જુઓ.'

એટલું જ કહીને, રખેને હું ચાલ્યો જઇશ એવી —ધારણાથી, પેલું દળદાર દાસ્તાન ઉઘાડી કહ્યું:

'ફક્ત અનુક્રમણિકા જ વાંચી બતાવું.' વાંચવા માંડી એકેક ગીતની પહેલી પહેલી પંક્તિઓ:—

**ચાંદરણાંની રાત રે, સ્વામી રમવા જવા દે.**

*

**ફૂલ ફૂટયું ને ચાઈલા ચાકરી હો મારા રાજ.**

*

**એક ઝીણી પિછોડીની ઓઢણી, એને ખસી જતાં**
**નૈ લાગે વાર રે.**

*

**પાન સરીખી ગોરી પાતળી.**

*

**ઓ મારા રંગીલા લાલ! તું તો મને ગમતો નથી રે.**

*

**મોરવેલ વાડીની મધ્યે તલાવડી.**

*

પણ પછી તો યુવાન નર્યા શબ્દવાચનથી ન અટકી શકયો. એણે તો તાલસૂર ઉપાડીને ગાવા માંડયું. એના ધીરા ગળામાંથી ખરજનાં હલકદાર મોજાં ઊઠયાં:—

**પેલી ચાંલ્લાવાળી કોણ?**
**એનો ચાંલ્લો ઝપાઝપ!**
**મારું મન મોહ્યું રે.**

'અને જુઓ તો ખરા !—આ વિનોદગીતઃ—' એમ કહી, જુદા જ તાલલયમાં, સમગ્ર અંગનો નખશિખ મરોડ દેતે દેતે ગુંજી બતાવ્યુંઃ—

ભાંગી રે ભીંતમાં પરવલ્લી,
ડાલમ ડોલમતી જાય.
વેવાણને કરડી ગાલમાં,
વેવાણ બબડતી જાય.

ક્યારે કરડી ક્યારે?
ચાંદો ઊગ્યો ત્યારે!
મરી મસાલો,
તેલનું ટીપું.
ચાં, ચૂં, ને ચપ!

'આ ગીત લગ્નપ્રસંગે ભરવાડ લોકો નૃત્ય કરતાં કરતાં ગાય છે. આ પરવલ્લી એટલે ગરોળી, ગીતમાં 'ડાલમ ડોલમતી જાય' એમ કહ્યું, બરાબર એવી જ ગતિએ ગરોળી ચાલતી હોય છે, જાણો છો ને?'

મારું વિસ્મય શમે તે પહેલાં તો એ જુવાને કૈંક પંક્તિઓ ને જૂજવા ઢાળ એ ફરસબંધીના પથ્થર પર પીરસી દીધા. પછી ઘડી વાર દમ ઘૂંટવાની રાહ પણ જોયા વગર એણે આત્મનિવેદન માંડ્યું :

'અમારા સૂરત બાજુના ગ્રામપ્રદેશમાં ગવાતાં આ ગીતો છે. જુઓ અહીં મેં એ એકત્ર કરીને ગોઠવ્યાં છે. જુઓ વિભાગો પાડ્યા છે : સીમન્ત, જન્મ, પ્રસૂતિ, હાલરડાં, બાળકૂદકણાં, લગ્ન, શણગાર, પ્રેમ, વિરહ અને છેક મૃત્યુ

સુધી. હું અઢી વર્ષ આ ગીતો પાછળ રખડ્યો છું. ને અત્યારે તો હું રેડિયો પર ગ્રામ-કાર્યક્રમમાં આ ગીતો ગાવા જાઉં છું. પછી મળીશ.'

મોટરો, ટ્રામો ને ગાડીઓની આંટીઘૂંટીમાંથી એ તો એનું દાસ્તાન લઈ ને અદૃશ્ય થઈ ગયો. પછી તુરત મારા સાથી સ્નેહીને મારાથી કહી બેસાયું : ' લોકસાહિત્યને નામે જે બજારુ બનાવટો ચાલી રહી છે, તેની વચ્ચે આજે ઘણે વખતે એક અસલી અને નક્કર વસ્તુ આ આદમીની પાસે મને માલૂમ પડી. એ ભાઈ કોણ છે?'

' ન્યૂ ઈરા સ્કૂલના ચિત્ર-શિલ્પના શિક્ષક.'

ન્યૂ ઈરા પર ટેલિફોન કર્યો, ભાઈ જમુ દાણીની જોડે ગોઠવણ કરી. અને મુંબઈ છોડવાની આગલી રાતે, એક મિત્રને ઘેર, એ ચિત્રશિક્ષક મધુભાઇ અને એમના નાનાભાઈ, બન્નેએ આવી ત્રણેક કલાક એમની દરિયાકાંઠાની સૂરતી જન્મભોમનાં જે લોકગીતો સંભળાવ્યાં તેણે અંતર ભીંજવી આપ્યું. એ ગીતોના શબ્દોએ અને સ્વરોએ ગુજરાતની ધરતીને બોલતી કરી. તાલ લયની અનેકવિધતા, ભાવોની વેધકતા, અને ગુજરાતના એક નાના શા પ્રદેશમાં બોલાતી લોકબોલીની લહેકતી મિષ્ટતાઃ એણે પ્રતીતિ આપી, કે કોઇ પણ એક ખૂણેથી ગુજરાતને નિહાળો, ગુજરાત સોહામણી છે, અધિકાધિક અને અવનવી નમણાઇ ધારણ કરીને એ આપણી સન્મુખ પ્રકટ થાય છે. એના રૂપનો પાર નથી. મનમાં એક જ ઊર્મિતરંગ ઊઠે છે:—

મારું મન મોહ્યું રે,
એનો ચાંદલો ઝપાઝપ,
મારું મન મોહ્યું રે.

આ બે ભાઈઓએ જે ગાયાં તે ગીતોને યાદ કરી કરી, મારા ઘરનાં શિયાળુ માટીનાં માટલાંમાં જે માટીની સુગંધે મહેકતું પાણી પીઉં છું ને ધરવ થતો નથી તેના જેવું લાગ્યાં કરે છે. ગામમાં કડિયાકામ કરતી કરતી અથવા તો દરિયા-કાંઠાના ખેતરોમાં કમોદ રોપતી રોપતી કછોટાદાર સૂરતી કોલણો, પુરુષોના દેશાવર–વાસને એ વખતે એક 'કાગળિયું' ગાતી હોય છે. આવાં 'કાગળિયાં' લોકસાહિત્યમાંના અનેક કાગળોમાં એક નવી જ ભાત પાડે છે. આ ભાઈઓએ ચલતી ચાલના તાલલયમાં અને સારંગના સૂરોમાં ગાયું :—

આવતી ને જાતી વા'લા,
વડલામાં રે'તી વાલા,
કૂવાને ટોડે વાટ જોતી
શામળિયા વા'લા !

સૂરત શે'રનાં
આઈવાં કાગળિયાં વા'લા,
કાગળિયાં વાંચનાર નહિ રે
શામળિયા વા'લા !

સાંકડી શેરી......માં
મઇલા મે'તાજી વા'લા,
કાગળિયા વાંચી આપતા જાવ રે
શામળિયા વા'લા !

નિરક્ષર નારી, ભણેલા કોઈ ગ્રામજનના ઓશિયાળી, ગામના માસ્તર વિના કોની કને જઈ વંચાવે? પણ ગામનો

એ એકલદોકલ ભણેશરી પોતાની મહત્તાને પૂરેપૂરી વટાવ્યા વગર સહેલાઇથી શે 'કાગળિયુ' વાંચી સંભળાવે !—

ગામને પાદરે વડલા રોપાવો વા'લા,
વડલાને છાંયે કાગળ વાંચું
શામળિયા વા '

વડલાને શોભંતા ચોતરો બંધાવો વા'લા,
ચોતરે બેસીને કાગળ વાંચું
શામળિયા વા'લા !

ચોતરે શોભંતી ખુરશી મેલાવો વા'લા,
ખુરશી બેસીને કાગળ વાંચું—શામળિયા૦
ખુરશીને શોભંતા દીવડા મેલાવો વા'લા,
દીવડા-અજવાળે કાગળ વાંચું—શામળિયા૦

આટલા બધા ઠસ્સા અને દમામથી વંચાયેલું એ દેશાવરવાસીનું 'કાગળિયું' શું શું બોલ્યું? મારા બાપને માલુમ થાય કે—મારી માને કહેજો કે—અરેરે! ન બોલ્યું ફક્ત એક સ્રીનું જ નામ!—

સસરાનું બોઇલું ને
સાસુનું બોઈલું વા'લા!
મારું તો નામ ના હોય રે શામળિયા વા'લા !

ખરું, મારો તો થોડો એ કંઈ સગો છે:—

માડીનો જાયો ને
સસરાનો બેટો વા'લા!
મારો તો કંઈ ન સગો રે શામળિયા વા'લા !

એને નસીબે તો—

આવતી ને જાતી વા'લા,
વડલામાં રે'તી વા'લા,
કૂવાને ટોડે વાટ જોતી
શામળિયા વા'લા !

કૂવાકાંઠાનાં વિફલ આવનજાવન જ રહ્યાં હમેશાં.

પરંતુ લોકસાહિત્ય એ કંઈ પાર્ટી-પ્રોપેગેન્ડા તો થોડું જ છે? એ જ કછોટાધારી મજૂરણો, કમોદના કયારામાં ઘૂંટણસમા પાણીમાં ઊભી ઊભી, વાંકી વળી, વિદેશવાસી પિયુના ગૃહાગમનની પહેલી રાતને, પહેલી વાતને, મરદના મીણ જેવા હૃદયને જે થોડા શબ્દોમાં આલેખે છે તેનું ગીત એ બેઉ ભાઈઓએ ગાયું—

બાર ને વરસે રે...એ...એ...તારો
નાવલિયો આવિયો;
ગોરી રે...એ...એ તમારાં
મનડાં કાંઇ ઝાંખા રે......

દરિયામાં જઈ ને રે...એ...એ
ઝોલા મેં ખાધા;
ગોરી રે તમારાં
મનડાં કાંઇ ઝાંખાં રે...એ...એ...એ.

બસેંની બંગડી...ઈ...ઇ
નાવલિયો લાવિયો,
ગોરી રે તમારાં
મનડાં કાંઈ ઝાંખાં રે...એ...એ...એ,

ત્રણસેંની કંઠી...ઈ...ઇ...ઇ
નાવલિયો લાવિયો
ગોરી રે તમારાં૦

બે સ્ત્રીઓ ગવરાવે, ને બીજી દસવીસ ઝીલે. પ્રલમ્બિત સારંગ–સૂરાવળ: ઉપર જે પ્રમાણે ટુકડા પાડ્યા છે, તે પ્રમાણે તોડીને ગાય. ગદ્યને જાણે કે રાગે નખાય છે. કાતિલ છે, અતિ કાતિલ છે આ સ્વરાવલિ.

ગોરી તમારાં
મનડાં ઝાંખાં રે!

મિલન થવા છતાં મનડાં ઝાંખાં? કીમતી આભરણો આણ્યાં તથાપિ કાં ન રીઝ્યાં? અરેરે, કલ્પના તો કરો આ નાવિક–પતિના જીવનમરણના મામલાની!—

દરિયામાં જઈ
ઝોલા મેં ખાધા રે

તોયે તમારાં મનડાં ઝાંખા કેમ ગોરી?

નારીવૃંદ નરની જે વેદનાને અહીં શબ્દ આપે છે, તે ઉત્કૃષ્ટ ઊર્મિકાવ્યનો નમૂનો પૂરો પાડે છે. આ 'મનડાં ઝાંખાં' અકારણ છે કે એની પાછળ કોઈ ઊંડું પ્રયોજન પડ્યું હશે? ચિરકાળની ભયભરી, ચિંતાભરી વિયોગદશાએ સંયોગને શું અવાસ્તવિક કરી મૂક્યો હશે?

આ ગદ્યપદ્યાત્મક રચના, અને એને ગાવાની સારંગની દર્દભરી લઢણ—સારા ય ગુજરાતનું એ સજીવ તત્ત્વ છે. શું સાગરકાંઠાને કે શું ઇડરિયા ગિરિપ્રદેશને, સકળ ગુજરાતને કંઠે આ સારંગ લહેરાય છે, અને મારવાડ રજપૂતાનાની જોડે ગુજરાતને રેવી આપે છે. ગુજરાત–રાજસ્થાનનો એ ધરતીનો ટહુકો છે.

સંયોગીઓના શિર પર પાછી વિયોગની પળ આવી ખડી થઇ જાય છે, અને તે સમય તો બરાબર ફૂલ ફૂટવાનો છે–

ફૂલ ફૂઈટું ને ચાઈલા ચાકરી હો મારુજી,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ.

પ્રકૃતિ પુષ્પિત બની છે જ્યારે, અને આ જોબનની કળી પણ ફૂટી ઊઠી છે જ્યારે, ત્યારે જ તમે ચાકરીએ ચાલ્યા ? મને શીદ સાથે નથી લઈ જતા ? હું બોજારૂપ બનીશ, અગવડ કરીશ, એ બીક છે ? ના રે ના, જુઓ તો ખરા, હું તમને ભાર નહિ કરું; હું તો તમારી અંદર જ ગોઠવાઇ ને સમાઈ જઈશઃ—

પાન સરખી રે હું તો પાતળી,
રે મને બીડલે વાળી લઇ જાવ;
રે રાજા રામ ચાલ્યા વનવાસ,
રે રાજા રામ ચાલ્યા વનવાસ.

સોપારી સરખી રે હું તો ઠીંગણી,*
રે મને ગજવે ઘાલી લઈ જાવ;
—રે રાજા રામ૦

એલચી સરખી રે હું તો મઘમઘું,
રે મને દાઢમાં ઘાલી લઇ જાવ.
—રે રાજા રામ૦

સોટી સરખી રે હું તો પાતળી,
રે મને હાથમાં ઝાલી લઇ જાવ.
—રે રાજા રામ૦

* સોરઠી લગ્નગીતમાં આ ઉપમાઓ છે, પણ 'ઠીંગણી' શબ્દને સ્થાને કાવ્યમય 'વાંકડી' શબ્દ છે; અહીં તો આ 'ઠીંગણી' જેવો અન્યથા રુચિઘાતક શબ્દ જ કેવો સુસ્થાને દીસે છે!

સ્વામીની સાથે જવાને હરખપદૂડી બનતી બાપડી કોઇ નાની બાળાનો વિનોદ ઉડાવતું એ ગીત કરુણ અને નર્મ એ બેઉ રસોના સીમાડા પર લહેરાય છે, અને ઉંબર પર મૂકેલા દીવાની જેમ બેઉ બાજુએ અજવાળાં પાડે છે.

'ફૂલ ફૂઇટું ને ચાલ્યા ચાકરી હો રાજ!' ચિત્રનું પ્રતીકપણું મને સોરઠી દુહા પર લઈ જાય છે. આ લોક-સાહિત્યે 'સિમ્બોલિઝમ'–પ્રતીક–ની જુકિત વડે કેટલું મોટું મેદાન સર કરી કાઢયું છે! 'સ્નેહ' શબ્દનો અર્થ પ્રેમ પણ થાય અને તેલ પણ થાય એ તો સંસ્કૃતભાષીઓ સમજે, ને અનેક ઠેકાણે શ્લેષ દ્વારા વાપરે. પણ લોકગીતોમાં એ કોણ જાણે કયી કરામતથી આવી બેઠું:

**તમે માગેલ તેલ,**
**(તે દી) કાચું પણ કૂંપે નહિ;**
**(આજ) ફોરમનું ફૂલેલ,**
**(તારે) વાળે ઘાલું વીંઝરા!**

પ્રેમિકા પ્રેમિકને કહે છે, કે વીંઝરા! તમે અગાઉ જ્યારે તેલ માગેલું ત્યારે તો મારા સીસામાં કાચું પણ નહોતું. આજે હવે તારા વાળમાં સુગંધી અને ફૂલેલ તેલ લગાવું એવી ભરપૂર મારી સ્થિતિ છે.

આમા 'તેલ' પર સ્નેહના અર્થમાં કોઇ શ્લેષ નથી, પણ પ્રતીક–જુક્તિનો કસબ છે.

પણ હું આંહી પ્રતીકોનું પાંડિત્ય ડહોળવા બેઠો તેટ-લામાં પેલાં સૂરતી કંઠાળ–ગીતો કૈં કૈં પ્રદેશો ખેડતાં આગળ

નીકળી ગયાં. પેલા ગાનારા ભાઈ ગો શ્વાસ લેવા પણ થોભતા નથી, બની શકે તેટલા પ્રદેશો બતાડી દેવાની ઉમેદ તેમનામાં ઊછળી રહી છે. કહે છે, કે હવે એ ગોરીનો પિયુ પરગામે જઈ કોઈ ગોદીમાં, કોઈ કારખાને, કોઇ ઈમારતના ચણુતરકામ પર જઈ મજૂરી ખેંચે છે, તોતિંગ લાકડાંનાં બીમ કે લોઢાના ગર્ડર ઉપાડે છે, ત્યારે આવાં 'હોબેલાં' બોલતો જાય છે:—

લાગો રે લાગો ભાઇ !
લાગો રે જુવાનની ટોળી,
બંદર તો નાખે રે તોડી,
હૈસો જુમાલ છે.

રે જુમાલ છે, રૂમાલ છે,
રેશમી રૂમાલ છે,
હે કે ગજવે ઘડિયાલ છે:
જોરે જોરે જોબનિયાં.

જે જુવાનિયો જોર ના કરે,
એની બૈરી બીજો કરે,
હૈસો જુમાલ છે.

'બંદર તો નાખે રે તોડી' અને છેલ્લી બે ટૂંકોમાં અપાયેલો ઉપાલંભ—'જે જુવાનિયો જોર ના કરે, એની બૈરી બીજો કરે.' બંદરી હેલકરીઓનાં હોબેલાં એકત્ર કરીને પણ જે જુવાન એના પર 'થીસિસ' રચે, તેને જરૂર યુનિવર્સિટી યશ આપે. પણ હેલકરી અને પંડિત, એ બેની વચ્ચે કોઈ મિલનબિન્દુ નથી. બીમ, ગર્ડર ઉપાડનાર જોબનિયાને બીક છે મોટી, કે—

જે જુવાન જોર ના કરે
એની બૈરી બીજો કરે!

પંડિત એ દૃષ્ટિએ સલામત ને બેફિકર છે. મુડદાલનું ઓઢણું માથે રાખીને બેસનારી ખાય શું? ખાવાના કરતાં પણ મોટો પ્રશ્ન તો શણગારનો બને છે. કમજોર ધણી પરદેશથી કંઇ શણગાર લીધા વિના ઘેર રખે આવે, તે માટે તો એને દુબળાંનાં બૈરાં નૃત્યગીત ગાઈ ને નાનપણથી જ ચેતવી રાખે છે—

તું તો મારા માટે ઓઢણી લાયો નથી,
ઓ મારા રંગીલા લાલ!
તું તો મને ગમતો નથી!

આ ગમા અને અણગમા, આ પ્રણય અને અતિતૃપ્તિ, આ ઉરઉછાળા અને નિર્વેદ, એકબીજાથી છેક જ નજીક છે જીવનમાં. વચ્ચે એક 'ઝીણી પછેડી' જેટલું જ વ્યવધાન છે. બેઉ ભાઈઓએ એ ઝીણી પછેડીનું લગ્નગીત સંભળાવ્યું. વર માહ્યરે આવે, વર–કન્યાની વચ્ચે જે અંતરપટ રખાય છે તેને ખેસવી લીધા પછી તુરત આ ગવાય છે એમ મને કહેવામાં આવ્યું—

એક ઝીણી રે પછેડીની ઓઢણી,
એને ખસી જતાં નવ લાગી વાર રે,
અવસર આવો ફરી નહિ મળે.

એક મોગરિયાની ડાળ રે પાતળી,
એને બે'ઢી જતાં નવ લાગી વાર રે—અવસર૦

એક પાળી રે માટોડીની માટલી,
એને ઝરી જતાં નવ લાગી વાર રે—અવસર૦

એક લીલા તે વાંસનો માડવો,
એને સડી જતાં નવ લાગી વાર રે—અવસર૦

સ્વ. કવિ નાનાલાલનું અતિપ્રિય લોકગીત યાદ આવે છે:—

ઠાકોર, કેવડો લેતા જાવ,
કે આગળ નહિ મળે રે લોલ!

ઇહજીવનની અલ્પકાળ ટકનારી રસોલ્લાસની મોસમને રખે કોઈ ચૂકી જતાં, ઓ માનવીઓ! આ કેવડો આગળ જતાં નહીં મળે. આ ઝીણી પછેડીની ઓઢણીને ખસી જતાં વાર નહિ લાગે. આ મોગરે મહેકતી ફૂલડાળી ક્ષણ પછી તો ખાટી બહેકેલી વાસ કાઢવા લાગશે.

મધુભાઈએ અમને છેવટે શ્મશાનની વાટે લાવી મૂકયા. શબયાત્રા નીકળે છે, આગળ મરદો ભજન ગાતા જાય છે ને પાછળ ઓરતો રડયા કે કૂટયા વગર ગાતી ગાતી ચાલે છે—

વૃંદા તે વનમાં તળાવડી રે બની!
કમળ કેરાં ફૂલ જોને બેની!
ધૂપ પડે ને કરમાય,
જો રે બેની!

એ જ રસોલ્લાસક સારંગ રાગ: એ જ ચલતીનો તાલ: કરુણની પારસીમા—

આઘું જઇ ને પાછું ભાળિયાં રે બેની!
શું એક આવે રે સંગાથ,
શું એક આવે રે સગાથ,
જો રે બેની!

માનવ-જીવ જતો જતો પાછળ એક નજર નાખે છે. સંગાથે કોઇ આવે છે ખરું? હા, આવે છે—

તાંબાની તોલડીમાં આગ, જો રે બેની!
તે પણ આવે રે સંગાથ, જો રે બેની!

*

લીલા તે વાંસની પાલખી રે બેની!
તે પણ આવે રે સંગાથ, જોને બેની!

*

દાભ દર્ભઈનો સાથરો રે બેની!
તે પણ આવે રે સંગાથ, જો રે બેની!

આઘું જઈ જઈને વારે વારે પાછળ સંગાથ જોતા જીવને છેલ્લી વિદાય દેવાય છે—

જીવ તું શિવને સંભારજે!
મારું મારું રે બહુ કીધું,
અંતે નહિ આવ્યા કામ,
અંતે નહિ આવ્યા કામ,
જીવ તું શિવને સંભારજે!

લોકસાહિત્યની જનપ્રિયતાને, ઢોંગપ્રપંચો કરી કરી ડહોળનારા જ્યારે અનેક પરોપજીવીઓ ઊમટી પડ્યા છે, ત્યારે શુદ્ધ શાસ્ત્રીય દૃષ્ટિએ અને ઉલ્લસિત રસદૃષ્ટિએ જનતાના નીચેના થરો સુધી પહોંચીને મોતી તાગનારા મરજીવા કોઈક જ નીકળે છે. કામ કપરું છે. આ ભાઇએ એક બે વાતો કહી. એક ડોશીને કહે કે ગાઓ: ડોશી કહે, મને તો દળતાં દળતાં યાદ ચડે. વારૂ માડી! તો દળો ને ગાઓ: પણ બે! દળું તે શું? મારાં કાળજાં? આ રેશનિંગમાં

દાણા ક્યાંથી કાઢું ? સંગ્રાહકે ઘેરથી થોડા દાણા લઈ જઇ દળાવ્યું ને ગવરાવ્યું.

સીમમાં ભરવાડને કહ્યું, ઝેરિયાં ગાઓઃ જવાબ જડયો, ‘ લાખ્યા વિના કંઈ ગવાય ? ’

‘ લાખ્યા વગર ’ એટલે પેટમાં તાડી નાખ્યા વગર ! પાવલી લાવીને આપી, તેનું પીણું પીને પછી ભરવાડ કહે કે, ‘ લે હવે માંડ લખવા ! ’ ઝેરિયાંની ઝડી વરસી. લખનારો થાકે, ગાનારો ન થંભે.

છેવટે સંગ્રાહકે બુઢ્ઢી માને મનાવી, માનાં પચાસ વર્ષનાં ભીડેલાં ઉર-કપાટ ઊઘડયાં.

એકલા સૂરત જિલ્લાના અબ્રામા ગામની આજુબાજુથી જ મેળવેલાં એ અનાવિલ, કણબી, કોળી, દુબળા, ભરવાડ, હરિજન વગેરેનાં ગીતો છે.

સૌરાષ્ટ્રી ગીતોની ને આની વચ્ચે વિભેદ થોડો જ છે, નવીનતા અલ્પ છે. સમસ્ત ગુજરાતમાં રમણ કરતી એની એ જ કૃતિઓ, પ્રદેશભેદે નૂતન તળપદાં તેજછાયા ને રસ-રંગો ધારણ કરે છે, તાલછંદે નાચી રહે છે, ને પુરવાર કરે છે એકની એક વાત, કે ગુર્જર જનતા, પ્રદેશે પ્રદેશે, સાગર પ્રાંતરે ને ડુંગરે વેરાને, નિખિલતાના રાસમંડલમાં નિજત્વે રસેલી જૂજવી લીલા ખેલે છે. ગુજરાત સોહામણી ને કાવ્યભીની છે.

આ ભાઈએ મને છેલ્લી વાત કહી ચમકાવ્યો: ‘ તમારા ‘ ચૂંદડી ’ નામે લગ્નગીતસંગ્રહની પ્રસ્તાવનામાં એક સૂરતી

ફટાણું ટાંકીને તમે જે કઠોર ટીકા કરી છે તે વાંચીને જ મને ચાનક ચડી, કે સૂરત-પ્રદેશની આ અવહેલનાનો ઉત્તર આપું. માટે જ મારી આ પ્રવૃત્તિ થઈ.'

મનમાં થયું: આવી ચાનક જો બીજા પ્રદેશોના પુત્રોને પણ ચડતી હોય, તો તો હ્યોને તેની ભૂમિનું પણ હોંશેથી કંઈક ઘસાતું લખું!

